



૭૮૬

# 'સત્પંથ શાસ્ત્ર'

યાને

# મોક્ષગતીનો સાચો માર્ગ,

લેખક
સૈયદ કાસિમઅલી દુરવેશઅલી 'પીરાના'

પ્રકાશક
પટેલ લાલજીભાઈ નાનજીભાઈ મહકંપાવાળા
ગુજરાત.

કિંમત ૪-૦-૦

For Reference See Pages: 1, 2, 10, 11, 12, 13, 15, 16, 17, 19, 20, 21, 22, 26, 27, 28, 29, 30, 31, 32, 33, 34, 35, 36, 37, 38, 39, 40, 92, 150, 151, 165, 168, 169, 170, 171, 172, 173, 174, 176, 179, 180, 183, 184, 185, 186, 187, 188, 189, 190, 191, 192, 193, 194, 195, 196, 197, 198, 200, 201, 202, 203, 204, 205, 206, 207, 208, 209, 210, 211, 212, 215, 216, 218, 223, 224, 225, 226, 227, 228, 229, 231, 232, 233, 339



૭૮૬

# 'સત્પંથ શાસ્ત્ર'

યાને

# મોક્ષગતીનો સાચો માર્ગ,

લેખક
સૈયદ કાસિમઅલી દુરવેશઅલી 'પીરાના'

પ્રકાશક
પટેલ લાલજીભાઈ નાનજીભાઈ મહકંપાળા
ગુજરાત.

કિંમત ૪-૦-૦



૭૮૬

# સત્પંથ શાસ્ત્ર

યાને

# મોક્ષગતીનો સાચો માર્ગ

લેખક :
સૈયદ કાસિમઅલી દુરવેશઅલી એરાકિ અલહુસેની પીરાના,

પ્રકાશક :
પટેલ લાલજીભાઈ નાનજીભાઈ
ગઢકંરૂપાવાલા : ગુજરાત.

કિંમત રૂ. ૪—૦—૦

સંવત ૨૦૧૦ આવૃત્તિ પહેલી સને ૧૯૫૪
પ્રત ૨૦૦૦



સત્પંથ તો સિધ્ધિ સડક હૈ, ઇસમે કોઈ ખટકા નહિ,
આજ તક ઇસ રાહમેં, કોઇ મુસાફિર ભટકા નહિ;

◆

સત્પંથ શાસ્ત્રની છુટક તથા જથાબંધ નકલો મળવાનું ઠેકાણું.
પટેલ લાલજીભાઇ નાનજીભાઇ
પીરાણા, હઝરત પીર ઇમામશાહ બાવાની દરગાહ.
તથા ગઢકંપા વાત્રક, તા. મોડાસા, જી. ગુજરાત;

◆

મુદ્રક : પુરૂષોત્તમદાસ શંકરદાસ પટેલ
મુદ્રણસ્થાન : ઉત્કૃષ્ટ મુદ્રણાલય : ગાંધીરોડ : અમદાવાદ

# "સત્પંથ, ધર્મ,"

સત્પંથ એટલે સાચો ધર્મ, અને તે દરેક ઝમાનામાં મવજુદ હોય છે. અને તે દરેક જુગમાં ચાલતા સર્વે ધર્મોના મોખરે હોય છે. કાયમ તે માટે ધર્મ પોતાની ખામીઓ વિનાનો હોય છે. તેનું જ નામ સત્પંથ,.

સત્પંથ કુદરતી ધર્મ છે, તેની વ્યાખ્યા, સુલેહ, શાન્તી, સલામતી, ખુદાને આધિન થવું, તેની તાબેદારી કરવી, ખુદાના હુકમો આગળ પોતાનો માથું ઝુકાવી દેવું (તાબે થઈ જવું), અંતઃકરણથી તન, મન, ધનથી તેની પ્રીત અર્થે શરણાગતી સ્વીકારવી, વિગેરે વિગેરે થાય છે.

સત્પંથની વિશીષ્ઠતા, સંપ, સચ્ચાઈ, સાદાઈ, ઈશ્વર પ્રેમ, સમાનતા, દયા, સદાચાર, શ્રદ્ધા. ક્ષમા, સરળતા વિગેરે બાબતો ધરાવવાનો ઉપદેશ આપે છે. અને તમામ જાતની બુરાઈઓ જેમકે, અત્યાચાર, ખોટું વર્તન, ફિત્ના ફસાદ, ઝુલ્મ, અદેખાઈ, નિંદા, માનવ દુશ્મની ચોરી, જુગાર, સટ્ટો, પાપ કર્મો, વિગેરે જાતના કુકર્મોથી સત્પંથ માણસને રોકે છે., આવી જાતના ઉંચ દરજાના સદ્ગુણોનો આદેશ આપતો વિશ્વધર્મ સત્પંથ છે. છતાં પણ દરેક યુગમાં અનેક જાતના નવા ધર્મો નિકળી સત્પંથ સામે અસલથી ધુળ ઉડાડતા આવ્યા છે. પણ તેથી સત્પંથ જરાએ ઝાંખો પડતો નથી, પણ વધારે સતેજ થતો જાય છે. અને થશેજ, દુરીજનો તેના નાશ કરવાની અનહદ કોશીશો કરતા આવ્યા છે. અને કરે છે, પણ તેઓનોજ નાશ થતો આવ્યો છે. અને થએ જશે. સત્પંથને ઝરાએ આંચ આવવાની નથી, સત્પંથ ધર્મ સર્વે જગતના મોક્ષ માટે છે. કલજુગમાં જે સ્વરૂપે રસ્તો બતાવનાર મહા પુરૂષો આવેલા છે. તેજ સ્વરૂપે તેમને ઓળખી, તેમના વચનોનું પાલન કરવું તેજ સાચા સત્પંથીનું કર્તવ્ય છે. સ્વરૂપ જોઈ શંકા રાખનારાઓ માટે મોક્ષ દ્વાર બંધ રહે છે કેમકે અગાઉની જેમ ત્રણે જુગમાં લોકો ભુલ થાપ ખાતાં આવ્યા છે. કળજુગ પછી પાંચમો જુગ નથી, કે હાલના ભુલેલા આવતા જુગમાં મોક્ષગતી પામશે. માટે હે મુનિવરો (સત્પંથીઓ) તમારા હૃદયની ન્યાય દૃષ્ટિએ નિહાળતાં સાખો, જેમ મહાપુરૂષો કહી ગયા છે. કે,—

**અંજન એસો આંજીયે જાંસે નિરંજન સુઝે,**
**એ બાતાં નહિ કુચ્છ મુફતોંકી સુરા હોય સો બુઝે.**

અર્થ, અંજન=સુરમો, તમારી આંખોમાં એવી જાતનો સુરમો (જ્ઞાનરૂપી અંજન) નાંખો કે જેથી તમારી આંખોમાં તેજ આવે અને તમો અસલ માલીકના નુરને દેખી શકો, આ વાતો કાંઈ મફત (બેકાર)ની નથી તે કોઈ સમજદાર જ્ઞાની. (સુરવીર) સારી રીતે સમજી શકે છે. અને તેની કદર કરી શકે છે. જે સ્વરૂપથી કળીયુગમાં શ્રેષ્ટગુરૂ આવ્યા હોય તેજ સ્વરૂપને ઓળખીને તેમના બતાવેલા માર્ગ પર ચાલી. તથા તેમણે બતાવેલા શાસ્ત્રોનો લાભ લઈ મોક્ષ દ્વારે પહોંચવું તેજ સાચા મુનિવરનું કામ છે. પ્રભુતાઈનો લાભ લેવો હોય તો પહેલાં તમો દુન્યાની શરમનો ત્યાગ કરો જેમ. સતવાનીમાં જણાવ્યું છે.

**લોક લજ્જા નવ રાખીએ, અને લજ્જાએ વણસે કાજ,**
**સગા કુટુંબ બેની, બંદવા. તે નહિ આવે જીવ સંગાત.**

તમારા જીવને બળવાન અને હિંમ્મતવાન બનાવો તોજ સાચા સત્પંથનો લાભ ઉઠાવી શકશો.

પોતાની ખોટી મમતાથી ચાલનાર ધર્મદ્રોહી, એટલે અસત્પંથી, સત્પંથનો ખોટો ડોળ દેખાડવાથી ખરો સત્પંથી બની શકતો નથી. જેમ.—

**ગુરુ કે સીર ગાંસડી અને સેવક કે સીર ભાર રે.**
**જો લોહા નાવે બેસીએ તો કયુંકર ઉતરે પાર રે,**

જે લોકોને ગુરૂ વચન સારા લાગે નહિ તેવા અક્કલ હિણ મનુષ્યોને પરમાત્માનો મોક્ષ દ્વાર મલી શકતો નથી.

**પટેલ લાલજીભાઈ નાનજીભાઈ**
**મુ. ગઢકંપા, વાત્રક.**
તાલુકે, મોડાસા જીલ્લે સાબરકાંઠા.

# સત્પંથ શાસ્ત્ર વિષે બે બોલ

આ પુસ્તકનું નામ સત્પંથ શાસ્ત્ર રાખવામાં આવેલું છે. કેમકે તેમાં આવેલું સાહિત્ય
સત્પંથને લગતુંજ છે. સદર પુસ્તક છપાવવાનો આશય તેનો વેચાણ કરી વેપાર કરવાનો
નહિ, પરંતુ ઘણુાજ વરસોથી સત્પંથ પ્રેમીઓને પડતી ખોટ પુરી કરવા માટે છે. કારણ ઘણા
લાંબા સમયથી સત્પંથ સાહિત્ય જોઇએ તેટલા પ્રમાણમાં છપાયેલો નહિ હોવાથી તેમને જોઇતી
નકલો કલમી લખાવવી પડતી હતી અને તેમાં તેમને વધારે ખર્ચનો બોજો ઉઠાવવો પડતો
હતો અને તેની નકલો જોઇએ તેટલા પ્રમાણમાં પ્રત્યેક માણસને મળી શકતી નહિ. ઘણા
લાંબા સમયથી આ વાત અમારા ધ્યાનમાં હતી, પરંતુ આ કાર્ય પહેલાં અમારાથી બની
શક્યું નહિ, અથાગ કોશીશો અને જહેમત બાદ હઝરત પીર ઇમામશાહ બાવા અને તેમના
પવિત્ર શાનના વડીલોએ પોતાની રૂહાની મદદ કરી આ કાર્ય અમારી પાસે કરાવેલું છે. તે
બદલ આ સત્પંથ શાસ્ત્રની મહાન ભેટ હઝરત પીર ઈમામુદ્દીન (" ઉર્ફે ઈમામશાહ બાવા" )
અને તેમના મહાન બુઝુર્ગોની આત્માના સવાબર્થે (પુનાર્થે) (અર્પણ કરૂં છુ.

સાથે સાથે મારે એ પણ વિસરવું નહિ જોઈએ કે આ સત્પંથ શાસ્ત્ર છાપવાના કાર્યમાં
મને કરેલી મદદમાં **સૈયદ કાસિમઅલી દુરવેશઅલી અને સત્પંથી મોહંમ્મદહુસેન**
**ફકિર મોહંમ્મદ** નું નામ મોખરે છે. તેઓ સાહેબ સત્પંથ સાહિત્યના ઘણાજ ચાહક છે.
તેમણે ઘણીજ કોશીશો કરી તેમનો કિંમતી વખતનો વ્યય કરી કરેલી મદદનો હું હાર્દિક
આભાર માનું છું-અને રૂણી છું.

પટેલ લાલજીભાઈ નાનજીભાઇ
ગઢકંપાવાલા, ગુજરાત.

realpatidar.com

# —દિબાચા—

તમામ તાઅરીફને લાયક તે પરવર દિગારે આલમ (ખુદા) છે કે જેણે તેની અજબ કુદરતથી અને પવિત્ર શાનથી તમામ મખલુકે આલમ અને જમીન અને આસ્માન ફક્ત એક શબ્દ "કુન" (એટલે થઈ જા) ના કહેવાથી તમામ ચીજો દુન્યાની પેદા કરી છે અને જ્યારે તેની મરજી હશે ત્યારે અલ્લાહ પાક હુકમ કરશે. "ફયકુન" એટલે ફના થઈ જાવ ત્યારે દુન્યાની તમામ ચીજો જાનદાર ફના થઈ જશે જેમ તેની આસ્માની કિતાબ કુરઆન શરિફમાં જણાવવામાં આવ્યું છે કે—"કુલ્લો નફસીન ઝાએકતુલે મવત" એટલે તમામ જાનદાર ને મવતનો ઝાયકો (સ્વાદ) ચાખવો પડશે.

ભાવાર્થ તેને આખરે નાશ થવું પડશે અને બાકિ તેની પવિત્ર જાત પાક અલ્લાહની રહેશે કે જેણે તેમના બંદાઓ ઉપર તેની રહેમત કાયમ અને દાયમ કયામત સુધી ચાલુ રાખશે. તેની તાઅરીફ કરવા માટે મનુષ્ય પાસે કોઈપણ શબ્દો નથી, દુન્યાના તમામ જાડોની કલમ બનાવવામાં આવે અને દુન્યાના તમામ દરિયાઓના પાણીની શાહી બનાવી. દુન્યાના તમામ તેના બંદાઓ મળી કયામત સુધી અલ્લાહ (ખુદા) પાકની તાઅરીફ કરવા બેસીએ તો પણ તેની પવિત્ર શાન વહદહું લાશરીકની તાઅરીફ થઇ શકે નહિ અને અમે તે બાબતની ગવાહી આપીએ છીએ કે તેના સિવાય કોઇ માઅબુદ (ખુદા) નથી તે વહદહું લાશરિક છે કે જેણે તેની પવિત્ર ઝાતથી નાસ્તીક બનાવવાળાઓથી અમોને બચાવેલા છે.

તા. ૧-૫-૧૯૫૪

**સૈયદ કાસિમઅલી દુરવેસઅલી**
એરાકિ અલહુસેની પીરાના.

## " રાહબરે આલમ "

## હઝરત મોહંમ્મદ મુસ્તુફા સ. અ. વ. નું

# ટુંકુ જીવન ચરિત્ર.

સત્પંથ પહેલાં, અરબસ્તાન, આફ્રિકા, એશીઆ અને યુરોપ એમ ત્રણ ખંડોની મધ્યમાં આવેલો છે. સત્પંથ પહેલાં તમામ જગતમાં અંધકાર અને અજ્ઞાનતા ફેલેલી હતી. (પ્રસરેલી) પરંતુ તે બધામાં અરબસ્તાની હાલત વધુ અધિક હતી અને તમામ દુન્યાથી વધારે બુરાઇઓ અરબસ્તાનમાં જોવામાં આવતી હતી.

આ વિશાળ દેશની લંબાઈ ૧૫૦૦ માઇલ અને પહોળાઈ ૧૬૦૦ માઈલની હતી અને તેમાં વસ્તા પ્રત્યેક માણસો મૂર્તી પૂજકો હતા અને તેમનું મોટામાં મોટું ધામ ખાનએ કાઅબા હતું. જ્યાં હાલમાં હજ પળવામાં આવે છે. એજ ખાનએ કાઅબામાં હજારોની સંખ્યામાં જંગલી વંશના માણસો અને સ્ત્રીઓ આવી તેમાં મૂકેલી ૩૬૦ મુર્તીઓની પુજા કરતા હતા.

જંગ (લડાઈ) અરબસ્તાનમાં એક મામુલી વાત સમજવામાં આવતી હતી. બલ્કે તલવારતો પ્રત્યેક માણસ અરબનો એક સાધારણ સાધન હતું. એક ખાનદાનની કોઈ બીજા માણસે કવીતામાં તાઅરીફ કરી હોય તો બીજા ખાનદાનવાળો તેની સામો લડવાનું પયગામ કહેવડાવી દેતો અને તે ખાનદાનોમાં સેંકડો વરસો સુધી આ લડાઈઓનો અંત આવતો નહિ.

એક પણ માણસ બાકી રહે ત્યાં સુધી તેના ખુનનો બદલો લેવા આતુર રહેતો.

શરાબખોરી. એક મામુલી બાબત હતી. જનાકારી—તેમને ત્યાં ગુન્હો ગણાતો નહોતો. નાની બાળકીઓ પયદા થવાના સાથે તેને જીવતી ઝમીનમાં દાટી દેવામાં આવતી હતી. બાળકોના નિશાન બનાવી તીરોથી મારતા હતા. ગર્ભવંતી સ્ત્રીઓના પેટ ચીરી નાંખવામાં આવતા હતા જીવતા માણસોને આગમાં બાળવામાં આવતા હતા.

ઉપર જણાવેલા કુકર્મોથી તે દેશમાં વસ્તા લોકોના સામાન્ય જીવનનો અંદાઝો લગાવી શકાય તેમ છે. મુર્તીઓને ખુશ કરવા માટે માણસોનું લોહી વહેવડાવામાં આવતું. પિતાની સ્ત્રી પોતાના છોકરાને વારસામાં મળતી હતી. જુગાર. વ્યાજ, ચોરી અરબસ્તાનના ચારે ખુણે ફેલેલા હતા નીતી વિવેક. બિલકુલ નાશ પામ્યા હતા, આવી જાતના મહાન. ગુનાહિત કૃત્યો કરવામાં જરાક પણ વિચાર આવતો નહોતો. કે, આ દુન્યાને જેણે પયદા કરી છે. તે આપણી પાસે આવા નઠારા કામોનો હિસાબ માગશે કે નહિ ? કારણ કે, તેઓ એમ સમજતા હતા આ તમામ સૃષ્ટિને પેદા કરવા વાલા તેમના ખુદા (નઆઉઝો બિલ્લા) જે ખાનએ કાસબામાં ત્રણસો અને સાઠ, ૩૬૦ બૂતો જે તાંબા અને પિતલ અને અને અન્ય ધાતુઓના બનાવેલા હતા.

તેમની સામે નિવેદ ધરાવી અગર મનુષ્યનો ભોગ આપવાથી આપણને આ બૂતો પુરેપુરા મોક્ષ ગતીએ પહોંચાડી આપશે. આવી જાતના નિચ વિચારો વિશેષ ફેલેલા હતા.

**પયદાઇશ—** જ્યાં આગળ હાલ પવિત્ર મક્કા શરીફ આવેલું છે. ત્યાં હજારો વરસ પહેલાં એક વિરાન અને અઘોર જંગલ હતું. તેની ચારે તરફ સુકા પહાડો આવેલા હતા વચમાં ખુલ્લી અને પત્થરાલી જમીન આવેલી હતી. પરંતુ કુદરતે એ નક્કી કરેલું હતું કે. આ ધગ ધગતી રેતીના રણ, અને સુકા પહાડોમાં માનવ જાતીના પવિત્ર ચારિત્રોથી વિખુટા પડેલા જંગલી અને વેહશી લોગોમાં આખી દુન્યાને તેમના તેજથી પ્રકાસીત કરનાર એક સુર્ય નિકળનાર છે. અને તેની પવિત્ર કિરણોથી આખી દુન્યા કયામત સુધી પ્રકાસીત રહેશે.

આજ મક્કા શરીફના વિશાળ જંગલમાં એક વખતે હઝરત ઈબ્રાહિમ પયગમ્બર અ. સલામ પોતાની વ્હાલી પત્ની, બીબી હાજરા અને તેના માસુમ બાળક. હઝરત ઈસ્માઇલને એકલા છોડી તેઓ સાહેબ ચાલી નિકળ્યા હતા, ખુદા તઆલાને મંજુર હશે એમ આ બીબી હાજરા અને હ. ઈસ્માઇલ અહિંયા રહેવા લાગ્યા તેમની પવિત્રતા અને બરકતને લીધે થોડાક સમયમાં આ વસ્તી જ્યાં પાણીનું નામો નિશાન મળતું નહિ, જ્યાં સુકા પહાડો હતા તેવા અઘોર જંગલમાં વસ્તી આબાદ થઈ ગઇ. પાણીના કુદરતી ચશ્મા જારી થઈ ગયા એને એક અનોખી ઢબની બાગ બગીચા સાથે આ વસ્તી આબાદ થઇ ગઈ. જ્યાં આજે દુન્યાના લાખો મનુષ્યો હજ પળવા માટે જાય છે. થોડાકજ ટાઈમ પછી હઝરત ઇબ્રાહિમ અ. સ. પણ ત્યાં પાછા આવી પોતાના બાલ બચ્ચા સાથે રહેવા લાગ્યા. અને લોકોને ખુદા એક છે, અને તેના રસુલ મારફત મોક્ષ ગતીએ પહોંચાય છે. એવી જાતની નસીહતો કરતા રહ્યા. અને ત્યાર બાદ પોતાના પુત્ર હઝરત ઈસ્માઇલ અ. સ.ની મદદથી આ જગ્યાએ એક ઇબાદતખાનું બનાવ્યું (મસ્જીદ) અને પ્રાર્થના કરી કે હે ખુદા ? તું આદેશમાં વસનારને રોટી રિઝકથી આબાદ રાખ અને તેમની હિદાયત માટે એક તારો રસુલ મોકલ એવી દોઆ આ મહાન પયગમ્બર સાહેબે આજથી લગભગ અઢી હજાર વરસ પહેલા હઝરત ઈબ્રાહિમ અ. સ. મે કરી હતી.

આ પછી દુન્યા અંધકારમય ઉડા દરિયામાં ડુબેલી હતી તેમનું રક્ષણ કરવા ૧૨ મી રબીઉલ અવ્વલ તા. ૨૨ એપ્રીલ ઈ. સ. ૫૭૧ ની નુરાની સવારે આ મહાન બુઝુર્ગ પેદા થયા. જેમનું પવિત્ર નામ દાદાએ " મોહંમદ " માતાએ અહમદ રાખ્યું, અને તેમની નસીબદાર દાયાનું નામ " હલીમા " હતું.

આખી દુન્યાના મનુષ્યો કરતાં હઝરત મોહંમદ અ. સ.નું બાળપણ અજબ અને અનોખું હતું. પોતાના કદમ મુબારક આ ફાની દુન્યામાં આવતાં પહેલાંજ પોતાના પિતા હઝરત અબ્દુલ્લા સાહેબે આ ફાની દુન્યાનો ત્યાગ કર્યો હતો.

અરબસ્તાનમાં બાળક પેદા થતાની સાથે જ બાળકને મા,થી અલગ કરી " દાયા " ને સુપુરદ કરવામાં આવતું હતું, અને તે બાળક મોટો થાય પછી મા બાપ તેને લઈ આવતા હતા. હઝરત સરવરે આલમ. મોહમ્મદ મુસ્તુફા સ. અ. વ.નું ખાનદાન (કુટુંબ) ઘણું મોટું હતું.

આમ તો દુન્યવી માલથી ગરીબ હતા પરંતુ બ. ઈજ્ઝત અને આબરૂમાં પ્રત્યેક ખાનદાન વાળાઓથી તેઓ મોખરે હતા તેમની કુદરતી જાહોજલાલીથી આખા અરબસ્તાન ઉપર ધાક બેસાડેલી હતી, એક ટોળું દાઇઓનું અરબસ્તાનના બાળકોને લેવા મક્કામાં આવ્યું ત્યારે માલદાર માણસોના બાળકોને સારી સારી દાઈઓએ લઇ લીધા, અને એક નસીબદાર ગરીબ દાઈ હલીમા એક બાકી રહી ગઈ તેને કોઈ બાળક ન મળતાં નિરાશ બની પાછી જવાનો ઇરાદો કરતી હતી. તેવામાં પોતાના દાદા અબ્દુલ મુત્તલીબ આ દાઈ પાસે આવ્યાને અને જણાવ્યું અય દાઈ શું? તારો ઇરાદો અહિંયાથી કોઇ બાળકને લઇ જવા વિચાર નથી?

આ બાઈએ જવાબ આપતાં જણાવ્યું, અય શેખ, હું એવી કમનસીબ છું કે, સારા ઘરાણાના બચ્ચાઓ હતા તે. બીજાઓએ લઈ ચાલ્યા ગયા. હું એકલી બાકિ છું અને મને કોઈ બાળક મળેલ નથી. આ જવાબ પછી, અબ્દુલ મુત્તલીબ સાહેબે જણાવ્યુ તારો વિચાર હોય તો મારા પવિત્ર બાળક હ. મોહમ્મદને તું લઈજા. અને ખુદા કરશે તો તને (ખુદાપાક) ઘણીજ બરકત આપશે, અને તને ઘણોજ ફાયદો થશે. કારણ કે તે ભવિષ્યમાં તમામ દુન્યાનો તારણહાર બનનાર છે. દાઈ હલીમાએ વિચાર કર્યો પાછા જવું એના કરતાં બચ્ચાને લઈને જવું ખોટું તો નથીજ.

બાઈ હલીમાએ હઝરત મોહંમદને સાથે લઇ, પોતાના વતન પાછી ફરી. વખત જાય છે તેમ હઝરત મોહંમદ સાહેબ. પવિત્ર શાનથી આગળ આવતા જાય છે. અને હલીમાના ખાનદાન વાલાની હાલત પણ ઘણીજ સારી થઈ ગઈ. તેની પાસે બકરીઓ વધારે હતી નહિ તેમાં પણ બરકત થઈ તેની પાસે બકરીઓના ટોળાના ટોળા થઇ ગયા. અને તે હઝરત મોહંમ્મદને બેહદ ચાહવા લાગી, કોઇ દિવસે પોતે એક પીસ્તાન, (આનું સ્તન) સિવાય બીજા સ્તનનું દુધ તેમણે કદી પીધું ન હતું કેમકે દાઈ હલીમાને બીજો એક પુત્ર હતો તે સ્તનના દુધનો હક તે બાળકનો હતો.

અસંખ્ય બાબતો હઝરત મોહંમદ સ. અ. વ. ના પવિત્ર બાળપણુની સાક્ષી આપે છે. જેને લખવા બેસીએ તો બીજી એક આવી મોટી કિતાબ બની શકે છે.

એક વખતે હલીમાના પુત્ર સાથે પોતે જંગલમાં બકરીઓ ચારવા ગયા હતા. ચારે તરફ પહાડ અને લીલોતરી જંગલ હતું. આવા ભયાનક પહાડ ઉપર એક સફેદ લીબાસ પહેરી એક માણુસ હઝરત મોહંમદની પાસે આવ્યો અને તેમને જંગલમાંથી ઉઠાવી જઇ એક બાજુના પહાડ ઉપર ઉઠાવી લઇ ગયો. આ તમાસો તેમની સાથેના દાઈ હલીમાનો પુત્ર સારી રીતે જોઇ રહેલ હતો. હઝરત મોહંમદ અ. ને. તે માણુસે પહાડ ઉપર લઈ જઇ તેમને ત્યાં સુવાડયા અને તેમનું પેટ ચીરી નાખી, તેમાંથી કાંઇ કાળી ચીઝને કાળી નાખી. અને ચીરેલી જગ્યાએ હાથ ફેરવી તેમને સાજા જેવા હતા તેવા કરી ફરી પોતાને જ્યાંથી ઉઠાવી ગયા હતા ત્યાં આવી રાખી ગયા. અને સદર માણુસ અદ્રષ્ય થઇ ગયા. (આ સફેદ અને નુરાની પહેરવેશ પહેરેલ માણુસ જેણે એક ચમત્કારીક કાર્ય કર્યું તે માણુસતો શું? પણ હઝરત જીબ્રઈલ સાહેબજ હતા જેઓ ખુદા તરફથી આવેલ હતા.)

૨

આ બાબતની જાણ સાંજે બકરીઓ ચારવીને ઘેર ગયા, પછી હલીમાના પુત્રે પોતાના માતા પીતાને વિગતવાર હકિકત જણાવી. હલીમા અને તેના પતિ આ હકિકતથી ગભરાઈ ગયા. અને થોડાક ટાઈમ પછી. હઝરત મોહંમદને પોતાના મા-બાપને ત્યાં મૂકી ગયા. હલીમાને હઝરત મોહમ્મદના દાદાએ સારી જાતના ઈનામ અને ઇકરામ આપી ખુશ કરી વિદાય કરી. આ વખતે હઝરત પેગમ્બર સાહેબની વય ફક્ત ચાર વરસની હતી. છ ૬ વરસની વયમાં પોતાની માતા આમેના એ પણ આ દુન્યાને ત્યાગ કરી. અસલ મૃત્યું લોકમાં સિધાર્યાં, અને પોતાની સંભાળનો બોજો માતા અને પિતા સિવાયના આ દુન્યાના મહાન પેગમ્બર સાહેબનો બોજો પોતાના દાદા અબ્દુલ મુત્તલ્લીબ ઉપર આવી પડયો. જેમણે ઘણીજ મહોબ્બતથી હઝરત મોહંમદને સ. અ. ઉછેર્યા. બે વરસ બાદ પોતાના દાદા અબ્દુલ મુત્તલીબ સાહેબ પણ આ દુન્યા છોડી ચાલ્યા ગયા. પોતાની માતાની વફાત બાદ આ દાદાની વફાતનો સદમો પોતાની જાન ઉપર ઘણોજ દર્દનાક હતો. અને આપ સ. અ. વ. ઘણાજ રડતા હતા પરંતુ આખરી વખતે તેમના દાદાએ હઝરત મોહંમદનો હાથ પોતાના કાકા અબુતાલીબના હાથમાં આપીને ગયા હતા અને જણાવ્યું હતું કે હઝરત મોહંમદ સ. અ. ને તમારી અવલાદ માફક સમજજો. અને તેની પરવરીશ કરજો. દાદાસાહેબની વફાત ઘણાજ કારણોસર ગમનાક હતી કે ખાનદાનનો મહાન બુઝુર્ગ શખ્સ ના જવાથી ભારે ખોટ પડી.

**કાકાની મહોબ્બત** કાકા અબુંતાલીબ સાહેએ પોતાના પિતાના વસીયત પ્રમાણે નિભાવ્યું. અને જેવી મહોબ્બતથી હઝરત મોહમ્મદને પોતાની પાસે શખ્યા તેની મિશાલ ભાગ્યેજ દુન્યામાં મળી શકે તેમ છે. પોતાની અવલાદથી પણ વધું પ્યાર નબી સાહેબને કરતા હતા. ક્યારે પણ પોતાનું મોઢું ચળેલું નહિ. પોતાની છાતી ઉપર રાખતા. અને તેમની પરવરીશમાં કાકાને ઘણીજ મોટી તકલીફો ઉઠાવવી પડી. હઝરત નબી સાહેબનું બાળપણ ઘણાજ વિવેકદાર હતું, બા અદબ, અને સાફ રહેતા હતા. મોટા માણસોનું કહેવું કદી ટાળતા નહિ. લડાઈ ઝગડાથી પોતે ઘણાજ કંટાળતા હતા, પોતાનું બાળપણ ઘણીજ વિવેકા અને સલીકામન્દીથી ગુઝરેલું છે.

**બહિરએ રાહિબથી મુલાકાત.**

અબુંતાલીબ સાહેબ બની હાશમના મોટા સરદાર હતા, ઘણાજ રોઆબદાર હતા. અને રસુખદાર પણ હતા, વધું કુટુંબ કબીલાવાલા હોવાથી તેમનો જીવન નિર્વાહનો ખર્ચ ઘણોજ હતો, એટલે હઝરત નબી સાહેબ સ. અ. વ. ની ૧૨ વરસની ઉમર થઈ તો પોતાના કાકાએ બકરીઓ ચરાવવાની ખિદમત હઝરત મોહંમદ સ. અ. ને સોંપવામાં આવી. એટલે પોતાને કાંઇ રાહત મળે. અરબસ્તાનમાં મોટા મોટા અમીર માણસોએ પણ બકરીઓ ચરાવી છે.

એક વખતે પોતાના કાકા અબુ તાલીબ સાહેબને વેપાર અર્થે શામ જવાનું થયું. પોતાનું બાળપણ તો હતુંજ. તેમણે જણાવ્યું. હું પણ આપની સાથે "શામ" આવીશ. હઝરતને ઘણું સમજાવવામાં આવ્યું પણ તેમણે પોતાને સાથે લઇ જવા કાકાને આગ્રહ કર્યો, કાકા મહોબ્બતના કારણે હઝરત નબી સાહેબનું દિલ નારાજ ન કરી શકયા, અને શામ જવા પોતાની સાથે લીધા, રસ્તામાં એક જગ્યામાં પોતાને રાતવાસો કરવાનો મોકો આવ્યો, અને

એક મકાનમાં પોતે ત્યાં મુકામ કર્યો. આજ મકાનમાં એક ઘણાજ આલીમ મહાત્મા રહેતા હતા, તેમણે જણાવ્યું અય અબુ તાલીબ આ તમારો ફરઝન્દ આખી દુન્યાના અબિયાઓને સરદાર થશે. અબુ તાલીબે પૂછયું તેમોને આ વાતની જાણ કેમ કરી થઈ, મહાત્માએ જણાવ્યું જયારે તમો સામાવાલા પહાડ ઉપરથી જગ્યા નૌશીબ તરફ આવી રહ્યા હતા તે વખતે મેં મારી ઉઘાડી આંખોથી જોયું કે પહાડના તમામ ઝાડો અને પત્થરો તમારા ફરઝન્દ હઝરત મોહંમમદ સ. અ. ને સીજદો કરી રહ્યા હતા.

આ વાત સાંભળી અબુ તાલીબની આંખોમાં એક ખુશીની ચમક પયદા થઇ ગઈ અને ઘણાજ રાજી થયા.

### હઝરતનબી સ. અ. વ. ની જવાની

જવાની અને અરબસ્તાનની જવાની એમ તો માણુસની જવાની એક મસ્તી અને મદહોશીનો ઝમાનો હોય છે. પોતાની આગળ પાછળ કાંઇ જણાતું નથી, અને અરબમાંતો તાજુબની વાત તો એ છે કે જ્યાં આગળ જે મુલ્કમાં કાયદો કાનુન નથી. કોઇપણ જાતની રોકટોક નથી. પ્રત્યેક જાતના અયબને હુન્નર સમજવામાં આવે છે. દરેક જાતના ગુનાહો રીવાજમાં છે. જ્યાં આગળ વ્યભિચાર કરવું ગુન્હો નથી. દારૂ પીવું રિવાજ છે. લડાઇઓ લડવી એક હુન્નર ગણવામાં આવે. ઈશ્ક અને આશીંકી જયાંની મશહુર વાત છે. જ્યાં જુઓ ત્યાં વેશ્યાઓના જલસા છે અને તેમાં કિંમતી દારૂની મહફીલો ઉડતી હતી. પોતે જવાન તો હતાજ ઘણાજ ખુબસુરત હતા જ્યાં પોતે નીકળતા હતા, ત્યાં પોતાની ઉપર હઝારો નઝરો પડતી હતી દોસ્તો અને મળવાવાળા ઉપર જણાવેલા કુકર્મોમાં પોતાને દાખલ થવા સમજાવતા હતા પણ હઝરત નબી સાહેબે કદિપણ તે તરફ ધ્યાન આપ્યું નહિ અને પુરી પરહેજગારી અને પાકિઝગીથી આઝમાનો વિતાવ્યો, આવી જાતની બુરાઇઓમાં પડયા સિવાય તેમણે નેકિ કરવાની તરફ ધ્યાન લગાવ્યું અને એક સારા માણુસે જે કામ કરવું જોઈએ તે કરવું શરૂ કર્યું.

એક તરફ હઝરત નબી સાહેબે વેપારમાં વધારો કર્યો. અને બીજી તરફ તમામ પોતાની કોમ અને દુન્યાને મુકતીના રસ્તે દોરવું શરૂ કર્યું, દરેક ઝરૂરત વાલાને અને ગરીબોની મદદ માટે પોતે દરેક વખતે હાજર રહેતા હતા, ઘણીજ નરમીથી અને મહોબ્બતથી વાત કરતા હતા, મોટાઓનો અદબ કરતા હતા પોતાની ખુબસુરતીનો ઉલ્લેખ કોઇ કરી શકતો નથી.

આ તમામ ખુબીયો એકજ વખતમાં અને એક શખ્સમાં પેદા થવી ઘણીજ મુશ્કેલ વાત છે. અરબો ઘણાજ જાહીલ (અજ્ઞાન) હતા, પરંતુ ઘણાજ ચાલાક પણ હતા. તેમણે હઝરત નબી અ. સ.ને પોતાના નેતા તરીકે સ્વીકારી અને પોતાની કૌમ તરફથી એમને અલ અમીનનો ઈલ્કાબ આપ્યો.

ખુદા તઆલાએ હઝરત મોહંમદ મુસ્તુફા સ. અ. વ. પાસે ધુન્યામાં ઘણાજ કામો લેવાના છે, અને દુન્યા અંધકારમય દરિયામાં ડુબેલી છે. તેને તારવાનું કામ પોતાની પાસે કરાવવાનું છે એટલે એક અગત્યના કામ તરફ તેમનું ધ્યાન ખેચવામાં આવ્યું. તેમણે જોયું કે,

અરબસ્તાનમાં ઘણુાજ નિચ રિવાજો અમલમાં છે. જ્યાં અમન અને શાંન્તીનો નામો નિશાન નથી, દરેક વખતે કત્લો ગારતનો બાઝાર ગરમ રહે છે. ત્યાં શાન્તી સ્થાપવાની ખાસ જરૂરત છે. તે કામ આપે ઉપાડી લીધું. અને મક્કા શરીફમાં આવી કટોકટીના ટાઈમમાં એક "શાન્તી ચાહક" કમેટી બનાવી જેમાં તમામ કાયદા કાનુનો શાન્તીના હતા. અને તે કમેટીમાં દરેક કોમના માણસોએ ભાગ લીધો, અને એક લોકશાહી બનાવી એક અરબસ્તાન જેવા અજ્ઞાની દેશમાં શાન્તી ફેલાવી.

હઝરત નબી સ. અ.ની જીન્દગીમાં કામો ઉપરથી આપણે પુરેપુરો અંદાઝો લગાવી શકાય તેમ છે કે, તેઓ શરૂઆતથી પોતાની જીન્દગીનો પુરો ટાઇમ દુન્યાને અસલ ખુદા તરફ લઇ જવામાં કેટલા મશગુલ રહે છે.

માણુસ પોતાના રોજગારથી જ્યારે બેફિકર નથી હોતો ત્યાં સુધી પોતાની કુવ્વતે બાજુ પર તે જરા પણુ ભરોસો શખી શકતો નથી, અરબસ્તાનમાં મોટામાં મોટો ઇજ્જતદાર માણુસ ફક્ત વેપારીજ સમજવામાં આવતો હતો, અને તે કરવામાં ઘણુાજ પૈસાની જરૂરત રહે છે. હજરત નબી સ. સાહેબે વેપારી એજન્સી બનાવી તેમાં તમામ વેપારીઓ કરતાં જુજ થોડા નફાથી માલ મળશે તેવી જાહેરાત આપી વેપાર શરૂ કર્યો અને તે વેપારી પેઢી ઘણીજ ચાલવા લાગી. તેમાં થતો નફાનો અર્ધો ભાગ ગરીબ ગુરબા અને દેશના હાજતમન્દોને આપવાનું કામ શરૂ કર્યું. થોડાકજ ટાઇમમાં પોતાનો વેપાર વધારી દીધો, અને ગરીબોને વધારે ફાયદો પહોંચાડવા લાગ્યા.

## "લગ્ન અને વેપાર"

હઝરત બીબી ખદીજ્તુલ કુબરા, તે ઝમાનાની અરબસ્તાનની મોટામાં મોટી દોલતમન્દ. વેપારી પેઢીઓની માલીક હતી, અને તેનો વેપાર તમામ અરબસ્તાન અને મક્કાના વેપારીઓની સરખામણીમાં હતો, પોતે વિધવા હતી, પરંતુ સાથે સાથે પોતાના હુસ્નો, જમાલ અને સીરતો, અખ્લાક. (વિવેક, અદબ) માં અક્કલ દાનાઇ અને દોલતમન્દીમાં તે અજોડ હતી.

લગ્નના ઘણુાજ કહેણુ આવ્યા પરંતુ કોઈનું કહેણુ આપે સ્વીકાર્યું નહિ. તે વખતે બીબી ખદીજતુલ કુબરાની ઉમર ચાલીસ વરસની હતી પરંતુ બે ફિકરી અને દોલત મન્દીએ તેમની તન્દુરસ્તીએ પુરો પુરો સાથ આપેલ હતો.

આ તરફ હઝરત નબી સાહેબની તાઅરીફ સાંભળી એમણે જણાવ્યું તમે મારા માલનું વેચાણ કરો અને બીજાઓ કરતાં હું તમોને ડબલ નફો આપીશ આ વાત સાંભળી અબું તાલીબ સાહેબ પણુ ઘણુાજ ખુશી થયા અને આ વાત નબી સાહેબે મંજુર કરી લીધી. અને તેઓ મુક્ત વેપાર કરવા લાગ્યા, અને નફો ઘણોજ થયો એમ તો ખદીજતુલ કુબરા, હોંશિઆર અને અક્કલ મન્દ તો હતીજ, અને વેપારી હતા.

એક વખતે પરદેશના વેપારમાં બીબી "ખદીજતુલ કુબરા" નો જુનો નોકર જે પોતાની સાથે હતો. તેણે હઝરત નબી સાહેબ સ. અ. સ. નું ચમત્કારીક કાર્યો (મોજીઝા)નું

ઘણી જ ખુબીથી વર્ણન કર્યું, જે સાંભળી બીબી ખદીજતુલ કુબરા હયરાન થઈ ગયા, અને તેમની ઉપર આકર્ષાઈ હઝરત મોહંમ્મદ સ. અ. વ. સાથે પોતાના લગ્નનું કહેણ મોકલ્યું. હઝરત બીબી ખદીજતુલ કુબરા, અને હઝરત મોહંમ્મદ. સ. અ. વ. ની વચ્ચે ઉમરનો ઘણોજ તફાવત હતો. પરંતુ તે "મલ્કાએ તેજરત" (વેપારની રાણી), અને પાકબાઝ હતી. એક શરીફ ખાતુન હતી, કે જેની સાથે લગ્ન કરવા મોટા મોટા વેપારીઓ અને ઉમરાવો આશા રાખતા હતા. આ પયગામ પોતે કબૂલ કરી લીધું અને હઝરત નબી સ. અ. વ. ની શાદી (લગ્ન) બીબી ખદીજતુલ કુબરા મોઅમેનીન સાથે થઈ ગઈ, અને બીબી ખદીજતુલ કુબરા ઉમ્મુલ મોઅમેજાન બની ગઇ (મોઅમેનીનની મા) બધાથી કમાલ હકિકત તો એ છે કે હઝરત નબી સાહેબ. સ. અ. વ. જોત જોતામાં થોડીકજ મિનીટોમાં અરબસ્તાનના મોટામાં મોટા દોલતમન્દ વેપારી બની ગયા, અને પોતાના કાકા અબું તાલીબ સાહેબ ઘણાજ ખુશી થયા. ત્યારબાદ પંદર વરસનો ઝમાનો એવો ગુઝર્યો કે, તેમના મુકાબલામાં મક્કામાં પોતાના મુકાબલામાં કોઇ માણસ દોલતમન્દ ન હોતો, પોતાનો વેપારને ઉચામાં ઉચ્ચે દરજ્જે લાવી મુકિ દિધો. અને પોતાની લાયકાતથી લાખો રૂપીઆ કમાવી લીધા અને ફેઝ (ફાયદો) અને સખાવતના દરિયા બની ગયા.

---

## "દરબારે ખુદાવન્દીથી અતા થયેલી નબુવત"

ચાલીસમા વરસમાં કદમ મુકતાજ હઝરત નબી સ. અ. વ. ની ઝીંદગીમાં એક મહાન ઇન્કલાબની મોજ પયદા થઈ ગઇ, દુન્યાના કામોમાં દિલ ઓછું થવા લાગ્યું. પોતાને ભુલી જવા લાગ્યા, તન્હાઇમાં રેહવા લાગ્યા, દિલમાં એક અનોખી ઝલક પયદા થઈ; કેટલાક વખત પોતાના મકાનના એક ખોણામાં ગુમ સુમ બેસી રહેતા, એટલાથીજ સંતોષ નહિ થતાં અરબસ્તાનનો મશહુર પહાડ કોહે ફારાનની ચોટી ઉપર જઈ એકાંત બેસી આંખો બંધ કરી બેસી રેહતા. જેને અમો મુરાકબા મુશાહેદા કેહવામાં આવે છે. એક રોજ એકાએક આ અંધારમય પહાડની ગુફામાં રોશની ફેલી ગઈ. અને જબરદસ્ત અવાજ સંભળાયો તે જોતા માલમ પડયું કે આકાશમાંથી એક નુરાની શખ્સ (જીબરઈલ અમીન) નિચે આવ્યા. અને હઝરત નબી સાહેબને પોતાના ગલે લગાડી જણાવ્યું. અય મોહેમદ. સ. અ. વ. તમો અલ્લાહના રસુલ છો. અને સુરતે "ઈકરાઅ" કુરઆન પાકની એક આયત નાઝીલ કરી, આજ દિવસે હુઝુરની વય ૪૦ વરસની હતી, રવિવાર હતો. ૨૨ મી ફેબ્રુઆરી ઈ. સ. ૬૧૦ ની રબિઉલ અવ્વલની નવમી તારીખ હતી. અને આજ દિવસે આકાશવાણી, (કુરઆન શરીફ) હઝરત નબી સાહેબ. સ. અ. વ. ઉપર અલ્લાહ પાકે ઉતારવાનું શરૂ કર્યું.

હઝરત જીબરઇલ અમીન. અ. સ. આકાશ ઉપરથી નાઝીલ થઇ હઝરત નબી સાહેબ. સ. અ. વ. ને વેહદા નિય્યત (એકત્વતાપણું)નો પયગામ (ખુદા એક છે. અને તમો રસુલ

છો) પહોચાડયો તે એક અજબ અને તેમના માટે એક અનોખી દાસ્તાન હતી. આ કુદરતી બિનાથી. હઝરત મોહંમદ સ. અ. વ. બેહોશ બની ગયા. અને ડરવા લાગ્યા. થોડાક સમય બાદ જ્યારે તેમને હોશ આવ્યો ત્યારે પડતા અખડતા પોતાના ઘેર પાછા આવ્યા. તાવ ચળી ગયેલ હતો. બેચેની હતી, શરીર કાંપવા લાગ્યું. પરસેવાની ધારાઓ વહેવા લાગી, અને પોતાના પવિત્ર બિસ્તરા ઉપર આરામ લેવા સુતા. હઝરત ખદીજાને જણાવ્યું. મને ગરમ કમ્બલ ઓઢાવી આપો કારણુ મને શરદી ઘણી ચળેલી છે, હઝરત ખદીજા ગરમ કમ્બલ ઉપર કમ્બલ નાંખેજ જાય છે. પરંતુ હઝરત નબી સાહેબ. સ. અ. વ. ની શરદી ઓછી થતીજ નથી, અરે ! આ ઠંડી થોડીજ હતી ? આ તો એક કુદરતી કરશ્મો હતો અને તેની અસર હતી, થોડાક સમય પછી જ્યારે તબિયત બરાબર થઈ તો "ગારે હિરા" પહાડ ઉપરની તમામ કેફિયત જણાવી, હઝરત ખદીજ તુલ કુબરાએ જણાવ્યું. અય નબી મોહંમદ સ. અ. વ. તમો જરાક પણુ ગભરાશો નહિ, તમોને કાંઇ પણુ ઈજા થવાની નથી, કારણુ તમો ઘણુાજ રહમદિલ છો. ગરીબો અને મોહતાજાની મદદ કરો છો, દુશ્મનોથી મહોબ્બત કરો છો. ઝાલીમોને હમદર્દી બતાવો છો.

એક આખી મખલુક છે. જે આપથી ફાયદો ઉઠાવી રહી છે. મને તો આ બાબતમાં કુદરતી ભેદ જણાય છે. તમો શાંતી રાખો હું તમોને મારા ભાઈ વરકા બિન નવફિલ પાસે લઈ ચાલીશ. જેમને તમામ આસમાની કિતાબોનું સંપુર્ણું જ્ઞાન છે. અને તે આપણુને બરાબર બતાવી આપશે કે આ હકિકત શું છે.

સદર દિલાસો આપેલા શબ્દોથી આપણે બરાબર અંદાઝો લગાવી શકીએ છીએ કે આ ભયંકર ઝાલીમ ઝમાનામાં હઝરત ખુદીજતુલ કુબરા સ. ની નઝર કેટલી ઉંચા દરજાની પાક જણાઇ આવે છે. ત્યારબાદ પોતાના ભાઈ વરકાબિન નવફિલ પાસે હઝરત મોહંમ્મદ સ. અ. ને લઇ તેમણે બધી હકીકત સાંભળ્યા બાદ જણાવ્યું. અય મોહંમ્મદ સ. અ. વ. હુ તમોને મુબારકબાદ આપુ છું. અને ખુદાપાકે તમોને રસુલ (પયગમ્બર) બનાવ્યા છે. અને પહાઢની ગુફામાં આસમાન ઉપરથી ઉતરનાર વ્યક્તિ માણુસ નહિ પરંતુ હઝરત જીબરઇલ અ. સ. હતા. જે હઝરત મુસા ઉપર આવેલા હતા. અફસોસ છે કે હું ઘણોજ ઘરડો બની ચુકયો છું. નહિ તો હું તમોને મદદ પહોંચાડતો જ્યારે તમારી કોમ અને મુલ્કવાલા માણુસો તમોને તકલીફો આપશે. કારણુ તમો કુદરતે જણાવેલ ધર્મ પ્રચાર કરનારા છો ત્યારબાદ પોતાના ઘેર પાછા ફર્યા. અને વખતો વખત પોતાની મસ્તાની હાલતથી ફરી પહાડમાં ચાલી નીકળતા. થોડા થોડા સમય બાદ હઝરત નબી સાહેબ ઉપર વહિ નાઝીલ થવા લાગી.

## " દાઅવતે હક્ક "

હઝરત મોહંમદ સ. અ. ને સત્પંથ પ્રચારંનો હુકમ મળતાંજ ધર્મ પ્રચાર શરૂ કરી દીધો. વેપાર ધંધો ખલાશ થઇ ચુકેલ હતો, હઝરત બીબી ખદીજાની દોલત બધી ગરીબ ગુરબાઓને લુંટાવી દીધી હતી.

ધર્મ પ્રચારમા કલમો પઢવામાં પહેલા હઝરત બીબી ખદીજા હતાં ત્યાર બાદ હઝરત અલી કરમલ્લાહો વજહું સાહેબ હતા ત્યાર બાદ આપના ઘણા સાથીઓએ કલમો પઢી દિને હક્કથી મુશરરફ બની ચુકયા હતા. બરાબર ત્રણ વરસ ધર્મ પ્રચાર કરવામાં નિકળી ગયા પોતે ખાનએ કાઅબામાં જવા લાગ્યા, અને ત્યાં તવહીદે ઇલાહી (ખુદા એક છે.) નો અવાજ બુલંદ કરવા લાગ્યા. કાફરોની સામે ખાનએ કાઅબાનું આ મહાન અપમાન હતું, અને ચારે તરફથી દુશ્મન લોગો પોતાની ઉપર તુટી પડયા, પોતાને બચાવવા અબી હાલાએ મદદ કરી. તેમને પણ દુશ્મન લોકોએ શહીદ કરી નાંખ્યા દિને હક્ક અને નબી સાહેબ ઉપર કુરબાન થનાર આ પહેલા પુરૂષ હતા, અને અમર થઇ ગયા.

ત્યાર બાદ તો અરબસ્તાનમાં એક શોર મચી ગયો આપ દરેક મજલીશમાં જતા મેળામાં બઝારોમાં ગલીકુંચામાં, ઘરોમાં જ્યાં બે ચાર માણસો જણાતાં ત્યાં વિહદાનીય્યતનો સંદેશ પહોંચાડતાં, અને પુત્રીવધ, જનાકરી, કત્લ, ખુનરેઝી, થી માણસોને રોકતા હતા. કુરેશીઓ આ બાબતથી ઘણાજ નારાજ થયા તેમણે એમને સમજાવ્યા, ડરાવ્યા અને તેમના સાથીદારોને સજાઓ પણ કરી. પણ હકક પરસ્ત માણસો હિંમત નહિ હારતાં કાફરોનો મહાન આગેવાન. અતબાને હઝરત નબી સાહેબ. સ. અ. વ. ની સેવામાં મોકલ્યો. તેણે હઝરત મોહંમદ સ. અ. વ. ને જણાવ્યું અય, ભત્રીજા મોહંમદ હું અરબસ્તાનના બધાજ માણસો તરફથી આગેવાન બની આવ્યો છું. અને તું અગર ઝરો જવાહરનો આરઝુમન્દ છે. તો અમો બધા દોલતમન્દ છીએ. હમણાજ તારા કદમોમાં ઝરો જવાહરનો ઢગલો લગાવી દઈએ. અગર તને ઈજ્જત અને આબરૂંની ખ્વાહીશ છે તો અમો બધા તને સરદાર માની લેવા તૈયાર છીએ, અગર તને સલ્તન હકુમતની આરઝું હોય તો તારા માટે અરબનો તાજ હાઝર છે. અને ખુબસુરત અપ્સરાઓનો તલબગાર હોય તો અમો હસીંન ખુબસુરત સુંદરીઓ તારા લગ્નમાં આપવા તૈયાર છીએ. અને પછી તારા મગજનીજ બિમારી હોય તો અમો સર્વે તારો બિમારીનો ઇલાજ કરાવવા તૈયાર છીએ. પરંતુ આ તારા કામને તું છોડી દે અને અમારી પવિત્ર મુર્તીઓને તું બુરૂં ભલું ના કહે? દુનીયાની મોટામાં મોટી નેઅમતો તો ઉપર જણાવેલ હોઇ શકે છે. તેનાથી વધું પડતી ચીઝોની આશાઓ કોઈ ભાગ્યેજ કરી શકે છે. તેનાથી હઝરત નબી સા. અ. સ. ની પવિત્રતા જણાઈ આવે છે. અને સાધારણ માણસ પણ તેમની પવિત્ર ઝીંદગીનો અંદાઝો લગાવી શકે છે. ઉપર જણાવેલી દુન્યાની મહાન લાલચો અને નેઅમતોને ઠોકર મારી તેના જવાબમાં હઝરત નબી સ. અ. વ. મે અતબાને જણાવ્યું તે કુરઆન શરીફની આયતો " હામ મીમ "ની હતી. આપે એ આયતો એવી રીતે કહી કે

અતબાનું દિલ્લ પાણી પાણી થઇ ગયું. ડરી ગયો, અને તેજ હાલતમાંજ તે પોતાના ટોળાના કુરેશીઓ પાસે આવ્યો અને તેમને જણાવ્યું.

હે કુરેશીઓ ? હઝરત મોહંમદ પાસે જે કલામ છે તે ખુદાના સમ, તે ના કવિતાઓ છે. ના તે જાદુગર છે અને તે જાદું નથી. પરંતુ કંઇ અનોખીજ વસ્તુ છે તમો તેનો માર્ગ ન રોકો. જો તે અરબસ્તાન ઉપર ફાવી જશે તો તેમાં તમારો લાભ છે. તેમાં તમારી ઇજ્જત છે. નહિ તો અરબસ્તાન બધુંજ ફના થઇ જશે.

કુરેશીઓના સરદાર અતબાની નિષ્ફળતાના લીધે ઘણાજ લાચાર બની ગયા, અને સર્વે વિચાંર કરી હઝરત નબી સ. અ. ને કત્લ કરી નાખવાનું વિચાર કરી અબી તાલીબ પાસે આવ્યા, આ બધા હઝરત મોહંમદ સ. અ. ના વિરોધીઓના ટોળાને જોઇ અબી તાલીબ ગભરાઇ ઉઠયા અને નારાજ થવા લાગ્યા, અને જણાવ્યું અય વ્હાલા ભત્રીજા ! તું મારા ઉપર આટલો બોજો ન નાંખ કે હું તેને ઉઠાવી શકતો નથી. અને અસંખ્ય દુશ્મનોમાંથી તમને બચાવવું મને ભારે પડે છે. પોતાના કાકાને લાચાર બની ગએલા જોઇ નબી સાહેબના આંખમાં આંસુ ભરાઈ આવ્યા અને કહ્યું—

હે કાકા ? જો આ લોકો મારા એક હાથમાં સુર્ય અને બીજા હાથમાં ચાંદ લાવીને મુકે તો પણ ખુદાના સમ હું મારી ફરજ અદા કરવામાં ચુકીશ નહિ, ખુદા આકામને ઝરૂર પુરૂ કરશે ?

બની હાશમના ઘણા માણસો દિનથી મુશરરફ બની ચુકયા હતા, તેના લીધે કાફરોએ વિચાર કર્યો કે હવે ખાનદાને નબુવ્વતને કેદ કરવામાં આવે તો શારૂં, અને જ્યાં સુધી હઝરત મોહંમદ સ. અ. ને કત્લ કરવા માટે સોંપી ન દે ત્યાં સુધી તેમને અનાજ પાણી વિગેરે બંધ કરી દેવું. આ ફેંસલો પુરા કોમનો હતો, અને તેમને કેદ કરી દીધા, પુરા ત્રણ વરસ કેદખાનામાં રાખવામાં આવ્યા. દુન્યામાં આવી ઝાલીમાના કેદ ભાગ્યેજ જોવામાં આવી હશે. જ્યાં કેદીઓને ખાવા પીવાનું બંધ કરી દેવામાં આવેલ હતું, પરંતુ પોતાના સાથીઓ છાના માના અનાજ પાણી કેદખાનામાં મોકલતા હતા, આ ત્રણ વરસના ગાળામાં હઝરત નબી સાહેબ અને તેમના ખાનદાન ને જે તકલીફ આપવામાં આવી છે. તે માણસોના દિલને પાણી બનાવી નાંખે તેવી છે. આ પછી કાફરોમાંજ પોતાને માનનારા નિકળ્યા અને કેદખાના-માંથી પોતાને છોડાવ્યા. કેદખાનામાંથો છુટવાને વધું વખત થયો નહોતો કે હઝરત અબી તાલીબ અને બીબી ખદીજતુલ કુબરા આ ફાની દુન્યા છોડી ગયા.

આવી પવિત્ર મહોબ્બત રાખનાર કાકા અને પત્નિઓ દુન્યામાં ઘણીજ ઓછી જોવામાં આવે છે કે, જેણે પોતાની રાહત અને માલ દૌલત બધુંજ હઝરત મોહંમ્મદ સ. અ. વ.ની ઉપર સર્વસ્વ અર્પણ કરી દીધુ.

---

સ = સલ્લાહ
અ = અલેહ
વ = વસલ્લમ



## તબલીગે હક્ક કરવામાં હઝરત નબી સાહેબ. સ. અ. વ. ઉપર થએલા જુલ્મો ?

એક તરફ દુન્યાના લોકો કુફ્રો શીર્કના ઉંડા દર્યામાં ડુબતા હતા, તેમને પયગામે વેહદા નિષ્યતનો સંદેશ પહોંચાડી ખરા માબુદ (ખુદા) તરફ વાળી ખરી મોક્ષગતીનો સાચો માર્ગ (સત્પંથ) બતાવવામાં મશરૂફ હતા, અને બીજી તરફ અરબસ્તાનનો પ્રત્યેક મુર્તી પુજક પોતાનો દુશ્મન બની ચુકયો હતો. હવે તો આ હાલત હતી કે, હઝરત નબી સા. અ. વ ને પોતાના ઘરેથી બાહર નિકળવું ભારે મુશ્કેલ હતું. લોકો મારી નાખવા આમાદા હતા, નમાઝમાં સીજદામાં જતા ત્યારે લોકો પોતાની પવિત્ર ગરદન મુબારક ઉપર વજનદાર પત્થર મુકી હયરાન કરતા હતા, પોતાના ચાલવાના રસ્તા ઉપર કાંટાઓ પાથરી દેતા હતા, રસ્તામાં ચાલતા ચાલતા લોકો ધકકા મારતા હતા. ગાળોનો વરસાદ વરસાવતા હતા, અબુ લહબ જેવા મહાન કાફર પોતાની પાછળ ધુળ નાખેજ જતો, અને રસ્તામાં કોઈ મળે તેને જણાવતો આનું કહેવાનું કોળ સાંભળશો નહિ. આ દિવાંનો છે, પરંતુ આવી ભયંકર મુસીબતોનો સામનો કરી ખુદાનો સુકર અદા કરી પોતાનું પવિત્ર કાર્ય કરેજ જતા હતા હવે તો કોઇ રસ્તો બાકી ન હતો જ્યાં થઈ આપ આરામથી ચાલી શકે પ્રત્યેક પ્રત્યેક કદમ ઉપર દુશ્મનો ઉભા હતા. જીવવું પણ ભારે થઈ પડયું હતું.

મકકામાં આપના માટે હવે રહેવું ઘણુ જ મુશ્કેલ હતુ, તો આપે મકકાથી તાઇફ જતા રહેવું પસંદ કર્યું, જે અરબસ્તાનમાં મકકાથી બીજા નંબરનો દોલતમન્દ શહેર હતો, તાઇફના લોકોએ મકકા વાળા કરતાં પણ વધારે સખ્તીથી કામ લીધું.

હઝરત નબી સાહેબ સ. અ. વ. ના સાથીઓને મારવા લાગ્યા. તપેલી રેતીમાં નગ્ન કરી દાટી દેતા હતા, લોઢું તપાવી શરીરે ડામ આપતા હતા. હાથપગ બાંધી લાકડીઓથી માર મારતા હતા. ગળામાં રસ્સીઓ બાંધી પત્થરો ઉપર ઘસીટતા હતા, ઊંટના કાચા ચામડામાં બાંધી તડકામાં નાંખી દેતા હતા, મોંઢામાં લગામો નાખી પશુઓ માફક ચાબુકો મારતા હતા, કેટલાક માણસોના ટોળાએ હઝરત મોહંમદ સ. અ. ને પત્થરો માર્યા જેથી તેઓ લોહીલુહાણ હાલતમાં તેઓ પટકાઈ ગયા. ઘણી મુશ્કેલીથી એક બગીચા પાસે પહોંચ્યા. બગીચાના માલીકો તેમને અંગુસો રસ વિગેરે આપ્યું. તેમણે આશીશ આપી અને સર્વે નખ્લા તરફ રવાના થયા. નખ્લામાં પણ આરામ નહિ મળ્યું.

ખુદાતાલાએ અહિં એક મોમીન ને હઝરત નબી સાહેબને મેળવી આપ્યો જે તેમને અને તેમના સાથીઓને લઇ મક્કામાં હિંમતથી લઇ ગયો, ખાનએ કાઅબામાં ઉભા રહી આવાજ કર્યો કે હઝરત નબી સાંહેબ મારી સાથે છે. અને દુશ્મનો તેમનેઃ નામ પણ હવે લઈ શકતા નથી.

હવે મક્કાના અરબ કબીલાઓથી ના ઉમ્મેદ તો થઇજ ચુકેલ હતા ફક્ત એકજ સુરત બાકી હતી કે તે હજ પાળવા આવનાર માણસોને તબલીગ કરતા રહે. પહેલી વખતે ૬ અને બીજી વખતે ૭૨ માણસો કલમાથી મુશરફ થયા, હવે મુશઅબ બિન અમીર ને તેમેની

સાથે મોકલી તબલીગનો હુકમ આપ્યો તેમણે તબલીગનું કામ શરૂ કર્યું અને અરબસ્તાનમાં ત્યારબાદ હઝારો લાખો માણસોએ ઈસ્લામ ધર્મ (સત્પંથ) સ્વીકારી મોમીન બનવા લાગ્યા, અને દરેક મકાનના દિવાલોમાંથી ઈમાનની રોશની પ્રગટવા લાગી.

## સરકારે દોઆલમ (હઝરત મોહંમદ સ. અ. વ.) ને શહીદ કરવાનો ઇરાદો.

અરબસ્તાનના મૂર્તીપુજક કુરેશીઓને આ બાબતની પુરેપુરી ખબર થઈ ગઈ કે હવે કલમો પઢનાર મોમીનોમાં આપણા ઝુલ્મો સહન કરવાની તાકત બાકી નથી, જેમ જેમ તેમની ઉપર વધુ સખ્તી કરવામાં આવે છે. તેમ તેમ તે લોકો ઉપર કુદરતી મહેરબાની થતી હોય તેમ જણાય છે. મોકો મળે આ લોકો આપણે કરેલા ઝુલ્મનો બદલો ઝરૂર લેશે એવી જાતનો ભય કુરેશીઓમાં પેદા થવા લાગ્યો, અને આપણા કાઅબાના બુતોને (મુર્તીઓ) પણ તે તોડી નાંખશે પરંતુ હઝરત મોહંમદ સ. અ. વ. ને કત્લ કરી નાખવામાં આવે તો આ કામ પુરૂં થઈ જશે. પ્રત્યેક કબીલાના માણસો ભેગા મળી સલાહ કરી હઝરત મોહંમદ સ. અ. વ. ને શહીદ કરી નાંખવા મુકમ્મલ ઈરાદો કરી લીધો, તેમને શહીદ કરી નાખશું તો બનું હાશમના લોકો આપણાથી બદલો લઇ શકવાના નથી, આ તરફ કુરશીઓએ હઝરતને કત્લ કરી નાખવાનો પાકો ઈરાદો કરી લીધો, બીજી તરફ અલ્લાહ જલ્લે શાનહુએ હઝરત નબીએ કરીમ સ. અ. વ. ને બચાવવા માટે મદિના તરફ હિજરત કરી જવા હુકમ કર્યો. તેજ રાત્રે અડધી રાત ગએલ હશે કે હઝરત નબી સ. અ. વ. ને પોતાના પવિત્ર બિસ્તરા ઉપર પોતાના અઝિઝ મેહબુબ હઝરતઅલી કરમલ્લાહો વજ્હું ને સુવાડી હઝરત અબુબકર સિદ્દીક રદે સાથે મદિના તરફ કુચ કરવા માંડી. પાછળ દુશ્મન લોકોએ પકડવા દોડયા પણ હઝરત નબી સાહેબ મદીના મુનવ્વરા સહી સલામત પહોંચી ગયા.

## મદની ઝીંદગી.

મદિના મુનવ્વરામાં હઝરત નબીએ કરીમ. સ. અ. વ.ને ભવ્ય માન આપવામાં આવ્યું. દરેક મકાનમાં ખુશીઓ થવા લાગી. કેટલાક મોમીન પહેલાથીજ મદિના શરીફમાં પહોંચી ગયા હતા. અને કેટલાક માણસોમાં કેટલાક મોટા વેપારી અને ઇજ્જતદાર કુટુંમ્બો હતા, જેઓ હઝરત મોહંમદ સ. અ. વ સાથે શુરૂથી રંજ અને રાહતમાં પોતાનો સાથી તરિકે સાથ આપતા આવ્યા હતા. નબુંવતના તે સાચા આશિક હતા, થોડાક સમય બાદ આ હિજરતી માણસોએ બેકાર પડી રહેવું ઠીક નહિ સમજી તેમણે નાના મોટા વેપાર શરૂ કરી દીધા. અને થોડું ઘણું કમાવા લાગ્યા. મદિનાના રહેવાશીઓએ પણ આવેલ હીજરતીઓની મદદ કરી. તેમને પૈસાથી મદદ કરી. રહેવા માટે ઘરોનો બંદોબસ્ત કરી આપ્યો. વધુ પડતી આવક નબી સાહેબને આપી સીલક કરતા જેમાથી ગરીબ ગરબા મીસ્કીન મોહતાજોને હઝરત

નબી સાહેબ સ. અ. વ. હાજતની ચીજો લાવી આપતા. થોડાક સમયમાં મુસલમાનોની હાલત ઘણીજ સુધરી ગઇ, અને પોતાના પગ ઉપર ઉભા રહેવા લાગ્યા અને એક જબરદસ્ત કોમ બની ગઇ.

હઝરત નબીએ કરીમ સલ્લલાહો અલયહે વસલ્લમ. ખાતેમુન્નબીય્યીન હતા. તેમના બાદ દુન્યામાં કયામત સુધી હવે કોઇ પેગમ્બર રસુલ (નબી) અલ્લાહ પાક પેદા કરનાર નથી, ચાલીસ વરસની પુખ્ત વયની ઉમર થતાની સાથેજ ખુદા તઆલાએ મુકદદસ નબુવ્વતથી સરફરાજ્યા, અને અઝીમુશ્શાન નેઅમત અલ્લાહપાક તરફથી અતા થઈ.

અરબસ્તાનની હાલત આ જમાનામાં પાશવી અત્યાચારોના કુકર્મોથી ભરપુર હતી, હિજાજના મુલ્કમાં રાજાશાહી. સેંકડો વરસો થયા નાબુદ થઇ ચુકી હતી. હકુમત કે હાકીમ રાજાના નામથી તેઓ બિલકુલ બેખબર હતા. દરેક કબીલો પોતપોતાનો રાજા બની ગયેલ હતો, પોતાને કત્લ કરી નાંખવાની અસંખ્ય કોશીશો થઇ. ઝરરો ઝરરોં પોતાનો દુશ્મન બની ચુકેલ હતો. ઘર અને વતન છોડવું પડયું, અસંખ્ય કૌમો અને મુલ્કવાળા પોતાની ઉપર હુમલા આવર થયા, પરંતુ પોતાના સબ્રથી ખુદાતઆલાના હુકમ ઉપર શાકિર રહી. શાન્તીથી સાચા ઇસ્લામની તબલીગ કરતાજ રહ્યા, અને છેવટે કુદરતે એમને કામયાબ બનાવ્યા.

હઝરત નબી સાહેબ ને કેટલાક જુદા જુદા કબીલાઓથી યહુદીના કેટલા અરબના કબીલાઓથી અને કુરેશીઓની જુદી જુદી જાતની કુવ્વતોનો સામનો કરવો પડયો, પરંતુ છેવટે અલ્લાહ તઆલાના સાચા કુરઆન શરીફ પવિત્ર તાઅલીમ (સત્પંથ) આપવામાં બરાબર કામયાબ થયા.

પોતાની હયાતીમાંજ એક હાકિમ તરીકેની ઇજ્જત હાસીલ થઇજ ચુકી હતી, અને અરબસ્તાનની તમામ તાકતોએ પોતાના સામે માથાં નીચે કરી લીધા હતા, દુન્યાની બધી બુરાઇઓ ત્યાં નાબુદ થઈ ચુકી હતી. જે પ્રમાણે દશાંશ અને વીશાંશ હઝરતે જણાવ્યા પ્રમાણે મુકરર કરેલી જગ્યા ઉપર વખતો વખત પહોંચી જતી હતી, આજ પહેલી વખતે કુરઆની કાયદા કાનુન પ્રમાણે એક મોટી હકુમત બની ગઇ, દરેક જગ્યાએ અલ્લાહના પરહેજગાર બન્દાઓને ઓફીસર બનાવી મુકરર કરી દીધા, તેમને રીયાસતના કાયદા કાનુને સમજાવી આપ્યા, જે ટાઈમે હજુર સરવરે કાએનાત મોહંમદ મુસ્તુફા સ. અ. વ. ની આંખ બંધ થઇ તે વખતે અરબસ્તાન શામ યમન કોયત અને બહેરેન વગેરે મુલ્કોમાં પોતાની હકુમત થઇ ચુકેલી હતી. જ્યાં પુરેપુરો અમન અને અમાન હતી. દરેક જાતના લોકો આ મુલ્કમાં પુરેપુરી શાન્તીથી પોતાની ઝીંદગી ગુઝારતા હતા.

# દુન્યા એ ફાનીનો ત્યાગ,

જગતના માનવીઓ જ્યારે પુરેપુરા અસત્યના અંધકારમય દરિઆમાં ડુબી જાય છે. ત્યારે તેમને તારવા ખુદાતઆલા તરફથી તેનો એક હબીબ બન્દો જેને રસુલ પેગમ્બર કે નબી કહેવામાં આવે છે. તેને સત્યનો પ્રકાશ કરવા મોકલવામાં આવે છે. હઝરત નબીએ કરીમ સ. અ. વ. જ્યારે આ ફાની દુન્યામાં પધાર્યા, ત્યારે દુન્યાના માણસો ગુમરાહીની ઉંડી ખાડીમાં ભટકતા હતા, પરંતુ આ દુન્યાને સત્યનો પયગામ પહોંચાડી તેમને ઇસ્લામ (સત્પંથ) નો સાચો રસ્તો બતાવી હક્ક અને નાહકની ઓળખાણ કરાવી.

આ ફાની દુન્યામાંથી હવે રિસાલતનો પ્રકાશીત આફતાબ (સુરજ) અસ્ત થનાર છે. કારણ કે કુદરતે તેમની પાસેથી જેટલા કામો લેવાના હતા તે બધાજ પૂર્ણ થઈ ચુકયા છે, પછી આ દુન્યાથી એવા મહાન બુઝુર્ગોને કંઇજ જરૂરત હોતી નથી.

હઝરત નબીએ કરીમ સ. અ. વ. ની તબીયત માહે સફરની ૨૮ તારીખે નરમ થઈ. અને બીબી આયસા સિદ્દિકને ત્યાં આપ સાહેબ રહેવા લાગ્યા. આજ બિમારીના દિવસોમાં હઝરત બીબી ફાતેમા ખાતુને જન્નત. (એમના દિકરી) અ. સ. હઝરત નબી અ. સ. સેવામાં હાજર થયા. પોતાના વાલિદ બુઝુર્ગની તબિયત અવસ્થ જણાતાં આપ સાહેબ ઘણાજ નારાજ થયા અને રડી પડયા. હઝરત નબી સાહેબ સ. અ. વ. મે બીબી ફાતેમા ખાતુને જન્નતને જણાવ્યું. હે મારા જીગર, "હે મારા આંખોની રોશની" દરેક વરસે જીબરઈ અમીન મારી સાથે કુરઆન શરીફનો દોર એક વખત પઢતા હતા, પરંતુ આ વરસે તેમણે મારી સાથે કુરઆનનો દોર તેમણે બે વખત પઢયો છે. તે ઉપરથી જણાય છે. કે હવે મારી ઝીંદગીના આખર દિવસો છે,

અને મને જણાય છે કે હું થોડાક દિવસોમાં ખુદાના દરબારમાં જનાર છું. આ બિના સાંભળી હઝરત બીબી ફાતમા ખાતુને જન્નત ઘણાજ નારાજ થયા, ચહેરા મુબારક ઉપર આંસુઓનો વરસાદ વરસવો શરૂ થયો, હઝરત સરવરે આલમના જુદાઇના કારણમાં ઘણાજ રડયા અને હઝરત નબી સાહેબને પણ ઘણાજ રડાવ્યા. ઘણીજ બેકરારી જણાતાં બીબી ફાતમા ખાતુને જન્નતને હઝરત નબી સ. અ. વ. મે બે વાતો ઘણીજ ખુશીની જણાવી કે જેનાથી તેમનો ગમ દુર થાય, સાંભળ અય બીબી ફાતમા અ. સ. કે તું જન્નતમાં ઈમાની અવરતોની સરદાર હશે અને જન્નતમાં મારા અહલે બયતમાં બધાથી પહેલે તમારાથી મારી મુલાકાત થશે. આવાતો ખુશીની સાંભળી બીબી ફાતમા ખાતુને જન્નત ઘણાજ ખુશી થયા.

આજ બિમારીના સમયમાં એક વખત જીબરઈલ અ. સ. આવ્યા અને નબી અ. સ. ને જણાવ્યું. તમારૂં મન ચાહે ત્યાં સુધી આ દુન્યામાં તમે રહી શકો છો. નહિ તો હવે અલ્લાહપાક આપનો મુશ્તાક છે. આપે જણાવ્યું. જે બાબતમાં ખુદાતઆલા ખુશ છે. તે બાબતમાં હું પણ ખુશી છું. ત્યાર બાદ ઇઝરાઈલ (મલેકુલ) મવત) એક એરાબીની (અરબના વેશમાં) સુરતમાં (વેશમાં) આવી દરવાજા ઉપર અવાજ કર્યો, અસ્સલામો અલયકુમ યા અહલલ બયત, હું

અંદર આવી શકું છું ? હઝરત બીબી ફાતમા ખાતુને જન્નતે એરાબીને જણાવ્યું. અય અરબ તું દિદારે નબી અ. સ. નો મુરતાક છે. અલ્લાહ તેનો તને બદલો આપે પરંતુ હઝરત નબીએ કરીમ સ. અ. વ. ની તબિયત ઘણીજ નરમ છે. તેઓ આજે મુલાકાત કરી શકે તેમ નથી. દુન્યાવી રીવાજ પ્રમાણે તેમને તકલીફ આપવી ઠીક નથી, તેણે બીજી વખતે પણ તેણે ઉપર જણાવ્યા પ્રમાણે અવાજ કર્યો, અને જવાબ પણ તેજ પ્રમાણે મલ્યો. જ્યારે ત્રીજી વખતે તેણે એવો ભયાનક અવાજ કર્યો કે સાંભળવા વાલાઓનો શરીર કાંપવા લાગ્યા, હઝરત બીબી ફાતમા ખાતુને જન્નતે જણાવ્યું કે આ માણસ કાનથી કાંઈ ઓછું સાંભળતો માલમ પડે છે.

આ વાતો સાંભળીને રસુલે ખુદા મોહંમદ રસુલુલ્લાહ સ. અ. વ. મેં પુછયું શું હકિકત છે? બીબી ફાતેમા ખાતુને જન્નતે જણાવ્યું. અય પિદરે બુઝુર્ગવાર. એક ગરીબ માણસ અનોખી ઢબથી દરવાજા ઉપર ઉભો છે અને અંદર આવવાની રજા માંગે છે. અમોએ વખતો વખત જવાબ આપી દીધા પછી પણ જતો નથી, અને આ વખત તેણે એવા જોરથી અવાજ કર્યો કે અમો સરવેના શરીર કાંપવા લાગ્યા, અને અમોને ડર લાગવા લાગ્યો.

હઝરત મોહંમદ સ. અ. વ. મેં જણાવ્યું અય ફરઝન્દે આરઝુમન્દ તું નથી જાણતી કે આ માણસ કોણ છે? તેને હાદમે લઝ્ઝાત, 'મુફતરીકુલ જમાઆત' કહેવામાં આવે છે. જે બેવા કરનાર અવરતોનો, અને યતીમ કરનાર બચ્ચાઓનો, અને ઉજડ કરનાર ઘરોનો અને આબાદ કરનાર કબરસ્તાનનો છે અને તે મઝા ચખાડનાર મોત અને ફનાનો છે. હે મારા ફરઝન્દે આરઝુમન્દ. તે મલેકુલ મવત છે તેને કહો કે તે અંદર મકાનમાં આવી શકે છે, અને તે એટલા માટે અવાજ લગાવે છે કે રજા વગર મકાનમાં જવાનો હુકમ નથી. અને તરીકો પણ નથી, પરંતુ અહલે બયતના અદબ લીહાઝથી તે રજા માગે છે. તેને રજા આપવામાં આવી, મલેકુલ મવત અંદર આવી હઝરત મોહંમદ સ, અ. વ. મેં જણાવ્યું. અય ફરીશ્તા મવતના તમે અહિ મુલાકાત માટે આવ્યા છો કે મારી રૂહ આસ્માન ઉપર લઈ જવા આવ્યા છો. ફરીસ્તા મલેકુલ મવતે જણાવ્યું, હું આવ્યો છું રૂહ ખેંચવા માટે. જો તમો હુકમ કરો તો તમારી જાન પાકને આલમે અફલાક ઉપર લઈ જાઉં અને આ દુન્યામાં તમારે રહેવા વિચાર હોય તો હું અત્યારે જ પાછો જઇ શકું છું. ત્યાર બાદ હઝરત નબી સાહેબે તેને જણાવ્યું અય ફરીસ્તા આ વખતે મારા દોસ્ત જીબરાઇલ અમીન કયાં છે? ફરીસ્તાએ જણાવ્યું, જીબરઇલ આ વખતે આસ્માન ઉપર મવજુદ છે. અને મલાયક તમામ આપનો ઈન્તેજાર કરે છે. તેજ વખતે હઝરત જીબરઇલ અમીન હઝરતના સરહાને આવી બેઠા. હઝરત નબી સાહેબ સ. અ. વ. મેં જણાવ્યું કે અય જીબરઇલ, એવી જાતની મને ખુશ ખબરી સંભળાવ કે હાલત મારી ગમના કારણે વધારે ખરાબ છે, અને હું તેનાથી આઝાદ થઈ જાઉં.

હઝરત જીબરઈલે જણાવ્યું. અય હબીબે ખુદા મોહંમદ મુસ્તુફા સ. અ. વ. તમામ દરવાજા આસ્માનના ઉઘાડા છે, અને તમામ મલાયકો તમારા રૂહ મુકદદસનું સત્કાર કરવા સફો બાંધી (લાઈનમાં) ઉભા છે, અને નુરના તીબાક લઈને તમારી ઉપર નિસાર કરવા ઉભેલા છે. ફરી નબી સાહેબે જણાવ્યું કે અય જીબરઈલ ખુશ ખબરી સંભળાવ કે દીલથી ગમ દુર થાય. પછી જીબરઈલે જણાવ્યું કે અય નબી સ. અ. વ. તમારી ઉમ્મતને અને કલમો પઢનારને માટે અલ્લાહે બહિસ્તના દરવાજા ઉઘાડી મુકયા છે અને મકાને ઇલ્લીય્યીન (જ્યાં તમામ રૂહો રહે છે) માં હુરો ગીલમાંન તમારા દિદાર કરવાના મુસ્તહક છે. પોતાની ઉમ્મતના માણુસો માટે જ્યારે જીબરઈલે ખુદાતઆલાએ બહીસ્તોના દરવાજા ઉઘાડયા મુકયા છે. તે બાબત સાંભળવી. તે વખતે હઝરતને ઘણીજ ખુશી થઇ, અને મલેકુલ મવત (ઇઝરાઇલ) ને જણાવ્યું અય ફરીસ્તા મવતના હવે તને અલ્લાહપાકે જે કામ માટે મોકલ્યો છે. તેને બરાબર તું અદા કરી શકે છે. ત્યાર બાદ ઇઝરાઇલે હઝરત નબીએ કરીમ સ. અ. વ. ની રૂહ પાકને રજા કબજ કરવાની ક્રિયા શરૂ કરી, અને આ તરફ હઝરત જીબરઈલે હઝરત નબી સાહેબ પાસેથી માગી, અને જણાવ્યું કે અસ્સલામો અલયકુમ યા રસુલુલ્લાહ, દુન્યામાં હવે હું છેલ્લી વખતે આવી ચુકયો છું. હવે હું કયામત સુધી આ ફાની દુન્યામાં કોઇના ઉપર વહી નાજીલ કરવા આવનાર નથી. એમ કહી જીબરઈલ આસમાન તરફ અદ્રષ્ય થઈ ગયા; ત્યાર બાદ હઝરત મોહમંદ સ. અ. વ. ઉપર મવતની નિશાનીઓ શરૂ થવા લાગી. તમામ અહલેબયત તાહેરીન એક ઓરડામાં બેઠેલા છે. હઝરતનો આખરી ટાઇમ જોઈ બધાજ ઝારો નજાર રડી રહ્યા છે. હઝરત નબી સાહેબે બીબી ફાતેમા ખાતુને જન્નતના પાસે સીના તકીયો લગાવેલ હતો. " અલહીકની બિર રફીકીલ આઅલા " કહેતા હતા એજ હાલતમાં પોતાની પવિત્ર રૂહ. ખાકિ જીસ્મ (શરીર) ત્યાગ કરી. પોતાના હકિકી (અસલ) માઅબુદ તરફ રવાના થઇ. એજ દિવસે રબીઉલ આવલની ૧૨ મી તારીખ. હિજરી સન. ૧૧ ની હતી. અને દિન દુન્યાનો મહાન બાદશાહ દુન્યાની આંખોથી પરદે થઈ ગયો.

સૈયદ કાસિમઅલી દુરવેશઅલી.
એરાકિઅલ હુસેની પીરાના.
ડી. અમદાવાદ.

## નિચે જણાવેલ નામો પંજેતન પાકના છે.

(૧) હઝરત મોહંમદ રસુલુલ્લાહ સલ્લલ્લાહો અલયહે વસલ્લમ.
(૨) હઝરત અલી કરમલ્લાહો વજહું,
(૩) હઝરત હસન અલયહિસ સલામ,
(૪) હઝરત હુસેન અલયહિસ સલામ,
(૫) હઝરત બીબી ફાતેમા ખાતુને જન્નત અ. સ

## નિચે જણાવેલ નામો બાર ઇમામોનના છે.

(૧) હઝરત ઇમામ અલી અલયહિસ સલામ,
(૨) હઝરત ઈમામ હસન ,,
(૩) હઝરત ઈમામ હુસન ,,
(૪) હઝરત ઇમામ ઝયનુલ આબેદિન, અ. સ.
(૫) હઝરત ઈમામ મોહંમદ બાકિર ,,
(૬) હઝરત ઈમામ જાફર સાદિક અ. સ.
(૭) હઝરત ઈમામ મુસા કાઝીમ અ. સ.
(૮) હઝરત ઇમામ રઝા અ. સ.
(૯) હઝરત ઇમામ મોહંમદ તકી અ. સ.
(૧૦) હઝરત ઇમામ અલીયુન્ન નકી અ. સ.
(૧૧) હઝરત હસન અસકરી અ. સ.
(૧૨) હઝરત ઇમામ મોહંમદ મહેંદી અ. સ.

ઉપર જણાવેલા બાર નામો ઈમામોના છે.

# હઝરત પીર ઈમામુદ્દીન ( ઉર્ફે ઇમામશાહ બાવા ) કુક્રેશિકન બિન હસન કબીરૂદ્દીન રહમતુલ્લાહે અલયહેનું

# ટુંકું જીવન ચરિત્ર

હઝરત પીર હસન કબીરૂદ્દીન રહ એક મહાન શક્તિશાળી બુઝુર્ગ હતા. કશ્ફો કરામતમાં તેઓ સાહેબ અજોડ હતા, તેમના ચહેરા (મૂખ) મુબારક અને આંખોમાં પવિત્ર નુરની એવી ઝલક હતી કે તેમના દર્શન કરનાર દરેક માણુસ સત્પંથમાં આવતો હતો અને કલમો પઢાવવા આગ્રહ કરતો હતો, તેમણે તે ઝમાના ના મહાન જાદુગરોની સાથે ધામીંક વાદવિવાદ કરી તેમને સત્પંથ ધર્મથી પાવન કરેલા છે. તેઓ પંજાબમાં આવેલ ભાવલપુર જીલ્લાના ઉંચ નામના કસ્બામાં પોતાના વિશાળ કુટુંબ કબીલા સાથે રહેતા હતા, અને સત્પંથ પ્રચાર કરતા હતા.

હઝરત પીર હસન કબીરૂદ્દીન સાહેબે પોતાની કરામતોનું જ્ઞાન પોતાના પિતા હઝરત પીર સદરૂરીન સાહેબ પાસેથી હાંસી કર્યું હતું.

એક વખતે પીર સદરૂદ્દીન સાહેબ દરિઆએ 'અટક' ના પાર પોતાના ગુરૂ પાસે ઘણા સેવકો સાથે જવા નીકળ્યા હતા. તેમાં હઝરત પીર હસન કબીરૂદ્દીન પણ તેમની સાથે હતા, ગુરૂ પાસે હઝરત પીર સદરૂદ્દીન સાહેબની ઘણીજ તારીફ થતી હતી અને તેમના જ્ઞાનના ઘણાજ વખાણુ કરતા હતા, ગુરૂ સાહેબ પીર સદરૂદ્દીન ઉપર ખુશ થઇ પોતાના માથાનો અમામો (ફેંટો) હઝરત સદરૂદ્દીનના માથા ઉપર મૂકી તેમને ઘણીજ ઇજ્જત આપી.

હઝરત પીર હસન કબીરૂદ્દીન સાહેબે પિતાના ગુરૂનો માથું ઉઘાડું જોઇ તેમની પાસે એક કિંમતી અમામો જે તેમણે રસ્તામાં રૂઇ વિગેરે ચીઝોથી બનાવી તેમાં થોડીથોડી જગ્યાના આંતરે ખુદાતઆલા અને રસુલ સ. અ. વ. ની તાઅરીફના ફકરા લખેલા હતા તે અમામો ગુરૂ સાહેબના માથા ઉપર ઘણાજ અદબથી પહેરાવી દીધો. હઝરત પીર સદરૂદ્દીન સાહેબના પીર સાહેબ આ બાબતથી ઘણાજ ખુશી થયા અને દુઆ આપી જણાવ્યું કે તમારા વંશમાં એક મહાન બુઝુર્ગ પેદા થશે અને તેની ગાદી પીરાણા મુકામે થશે અને તે તમામ જાતની કરામતોથી ભરપુર હશે તેમની કરામતો જોઇ અસંખ્ય માણસો તેમના મુરાદ (સેવક) બની જશે અને સત્પંથમાં શોખથી દાખલ થશે. પીર સાહેબે કરેલી આગાહી પ્રમાણે પીર સદરૂદ્દીનના વંશમાં હઝરત પીર કબીરૂદ્દીન અને તેમના પુત્ર હઝરત પીર ઈમામુદ્દીન જેવા મહાન અવલીયા અલ્લાહ પયદા થયા. જેમની પવિત્ર તાઅલીમથી લાખો માણસો સત્પંથમાં દાખલ થયેલા છે. અને તેમની મહાન કરામતોથી દુન્યાના કરોડો માણસોને લાભ થએલો છે અને હાલમાં પણતેઓ લાભ ઉઠાવી રહ્યા છે. તેમની મહાન દરગાહ શરિફ અને ગાદી પીરાણા મુકામે છે.

હઝરત પીર હસન કબીરૂદ્દીનના જમાનામાં એક મહાન જાદુગર જોગી જાલંધર અને તેનો બાલકો કાનીફો, પંજાબ મુલ્કમાં રહેતા હતા. અને તે પોતાનો રથ જાદુના જોરથી હવામાં ઉડાવતા હતા એક વખત જોગી જાલંધર જ્યારે મોતની પથારીએ પડયો હતો ત્યારે પોતાના બાલકા કાનીફાને બોલાવી એક વાતની નસીહત કરી કે, અય કાનીફા? યાદ રાખજે કે પંજાબના ઉંચ શહેરમાં એક મહાન કરામતવાલો પીર (બુઝૂર્ગ) પેદા થનાર છે, અને તારો ઉડતો રથ તે બુઝુર્ગની તેના ઉપર નજર પડતાની સાથેજ જમીન ઉપર પડી જશે, અને તારી મુલાકાત તેની બાલ્યાવસ્થામાંજ થશે. ત્યારે તારે સમજી લેવું કે ગુરૂએ જણાવેલ મહા પુરૂષ પોતેજ છે.

તેની સાથે કોઇ પણ જાતની ધામીંક વાદ વિવાદ કરીશ નહિ, કારણ કે તેને દરેક ધર્મોને જ્ઞાન છે. અને તે મહા પુરૂષ હશે. જાલંધર જોગી અને તેનો બાલકો કાનીફા જોગી બન્ને સાથે જાદુના જોરથી પોતાનો રથ હવામાં ઉડાવી મુસાફરી કરતા હતા.

ધાર્મિક ચર્ચા કરવા મનાઈ. પણ શા માટે? કોઈ ખરે ખર જાણકાર વ્યક્તિ હોય તો તેની સાથે ચર્ચા કરવા પ્રોત્સાહન મળવું જોઈએ.

થોડાક સમય બાદ જાલંધર મરણ પામ્યો, અને એક સમયે જોગી કાનીફા પોતાની હવામાં ઉડવા વાળા રથમાં બેસી શહેર ઉંચ ઉપરથી જઈ રહ્યો હતો. કે તરતજ હવામાં ઉડતો રથ જમીન પડી ગયો. તેજ વખતે કાનીફાને પોતાના ગુરૂની આગાહી (ભવિષ્ય વાણી) યાદ આવી, અને તેમણે કરેલી નસીહતો યાદ આવી, અને હઝરત પીર હસન કબીરૂદ્દીન સાહેબની ઉમર ફક્ત ૯ વરસનીજ હતી. આ ઓછી ઉમર જોઇ તેના ગુરૂની નસીહતો ઉપર તેને ઘણોજ અચંબો લાગ્યો કે આ નાનો છોકરો મારી સાથે શું ધામીંક વાદ વિવાદ કરી શકશે? અને મારા ગુરૂએ જણાવેલ આગાહી કેવી રીતે ખરી પડી શકે છે. આ વિચારી જોગી કનીફાએ હઝરત પીર હસન કબીરૂદ્દીન સાથે બ્રહ્મજ્ઞાનમાં ઘણાજ સવાલો કર્યા, અને એ સવાલોનો જવાબ પોતે ઘણીજ ચાતુર્ય અને શાન્તી પૂર્વક આપતા ગયા. જેનું જ્ઞાન કાનીફાને પણ હતું નહિ, અને કાનીફાના દિલની સફાઈ પણ થઈ ગઈ. અને પોતાના ગુરૂએ જણાવેલ આગાહી પણ સાચી પડી, અને આ વાતોના જવાબોનો કાનીફા ઉપર એટલો બધો અસર થયો કે તે હઝરત પીર હસન કબીરૂદ્દીન સાહેબના હાથ ઉપર સેવક બની સત્પંથથી પાવન થયો, અને કલમએ હકક લાએલાહા ઇલલ્લાહો મોહંમદુર રસુલુલ્લાહ પઢવા લાગ્યો. અસંખ્ય કરામતો આપ સાહેબથી જાહેર થએલી છે. હમણાં લખવા બેસીએ તો એક મોટુ પુસ્તક બનવાનો સંભવ રહે છે. એટલે સાધારણ દાખલા તરીકે ઉપર જણાવેલ કરામતનું વર્ણન કરવામાં આવ્યું છે.

હઝરત પીર કબીરૂદ્દીન સાહેબને ૭ બીબીઓ હતી. અને તેમને જુદા જુદા અઢાર ૧૮ ફરજનદો હતા, પ્રત્યેક ફરજન્દે સત્પંથ પ્રચાર કરવામાં પોતાની ઉમર ગુજારેલી છે આજે પણ તેમની દરગાહો જુદા જુદા શહેરોમાં શોભાયમાન છે.

નીચે જણાવેલ નામો તેમની પવિત્ર પત્નીઓ તથા તેમના ફરજન્દોના છે.

(૧) બીબી જીવન બીબી (૨) બીબી ભીખન બીબી (૩) શેહતી બીબી (૪) માજી મેહકની બીબી (૫) બીબી હુરીબીબી (૬) બીબી હુરબીબી (૭) બીબી સાઅદ.

(૧) પહેલા બીબી જીવન બીબીને પાંચ ફરજન્દે આરઝુમન્દ હતા અને તેમના નામો નિચે મુજબ છે.

૪

(૧) પીર અવલીયા અલી જેમની અવલાદના સૈયદો ઉચમાં છે. (૨) પીર કશીરૂદ્દીન જેમની અવલાદ ભાવલપુર ઇલાકામાં મવજુદ છે. (૩) પીર નુર શાબિત અને (૪) પીર આલમશાહ. અને (૫) બીબી બુઢાઈ (બધાઇબીબી) જેમની અવલાદો મુલતાન વિગેરેમાં મવજુદ છે.

બીજી પત્ની (૨) બીબી ભીખનબીબી, એમને ચાર ફરઝન્દ હતા. તેમના નામો આ છે.

(૧) પીર રહમતુલ્લાહ. જેમની અવલાદના સૈયદોને સાદાતે કડીવાલ કહેવામાં આવે છે.

(૨) પીર આદીલશાહ (૩) પીર શહેબાઝ કલન્દર. જેમનું બીજુ નામ સૈયદ ઉસમાન અલી પણ હતુ, ઇતિહાસોમાં ઘણી જગ્યાએ વર્ણન આવે છે, અને તેમની મહાન દરગાહ સુલ્તાન ફિરોજ બાદશાહે સિન્ધમાં આવેલ શહેર "સેવાન" માંબંધાવેલ છે. ઘણીજ મશહુરો માઅરૂફ છે આપ સાહેબને સિંધના બધીજ કોમના માણસો પોતાની દરગાહ ઉપર આવી દરેક જાતના ફાયદા આજ દિવસ સુધી ઉઠાવી રહેલા છે. ઘણોજ મોટો શાહી દરબાર છે તેમને અવલાદ નહોતી પોતે મસ્તાની હાલતમાં રહેતા હતા, અને રાત દિવસ અલ્લાહ તઆલાની ઇબાદત કર્યાજ કરતા હતા. આજે પણ તેમના મુરીદો ફકીરોજ છે. તેમને જલાલી ફકીર કહેવામાં આવે છે. તેઓ પણ ઘણાજ મસ્ત હોય છે અને ઇબાદત કરનારા હોય છે.

(૪) સૈયદ પીર જાઅફર.

ત્રીજી પત્ની (૩) બીબી સીહતી, એમને ત્રણ ફરઝન્દો હતા.

(૧) સૈયદ ઇસ્લામુદ્દીન. કે જેમની અવલાદ પંજાબમાં આવેલ શીઆમયાનીમાં છે.

બીજા (૨) સૈયદ ઈમામુદ્દીન ઉર્ફે ઇમામશાહ બાવા જેમની દરગાહ અમદાવાદથી ૧૧ માઈલ દુર આવેલ પીરાણા મુકામે આવેલ છે અને તેમની અવલાદના સૈયદો પીરાણા અમદાવાદ પેટલાદ કાનમ, રૂસ્તમપુરા, નવસારી સુરત વિગેરે જગ્યાઓમાં વસે છે. જેમનું વિગતવાર વર્ણન હવે પછીથી આવશે.

(૩) સૈયદ કુરબાનુદ્દીન.

(૪) ચોથા બીબી, મહેકની બીબી તેમને બે ફરઝન્દો હતા.

(૧) સૈયદ ઇસરાઇલ કે જેમની અવલાદ ફારસમાં છે.

(૨) સૈયદ અલીશેર. એમની અવલાદ પંજાબ તરફ જોવામાં આવે છે.

પાંચમા બીબી (૫) બીબો. હુરી બીબી એમને બે ફરઝન્દો હતા.

(૧) સૈયદ નુરમોહંમદ અને (૨) સૈયદ શમસાઇલ એમની અવલાદના સૈયદો લાહોર તરફ છે.

છઠ્ઠા બીબી (૬) હુરબીબી, જેમને બે ફરઝન્દો હતા.

(૧) સૈયદ કલન્દર શાહ અને (૨) સૈયદ દુરવેશઅલી.

સાતમા બીબી (૭) સાઅદબીબી એમને એક ફરઝન્દ હતા.

(૧) સૈયદ બુલન્દઅલી. એમને પણ અઢાર ફરઝન્દો હતા અને તે બધાની અવલાદ કિલ્લા લાહોર જમ્મું ઈલાકા કાશ્મીર તરફ વસે છે.

ઉપર જણાવેલા નામો હઝરત પીર હસન કબીરૂદ્દીન સાહેબની અવલાદના છે ને તેમની અવલાદના સૈયદો જુદા જુદા મુલ્કોમાં વસેલા છે.

## હઝરત પીર ઇમામુદ્દીન ઉર્ફે (ઈમામશાહ બાવા) કુદ્દેસ શિરહુલ એરાકિ અલ હુસેની રહ—

હઝરત પીર ઇમામુદ્દીન ઉર્ફે ઈમામશાહ બાવાની પયદાઇશ તા. ૨૭ મી માહે રબી-ઉસ્સાની અને હિજરી સન ૮૫૬ માં પંજાબ ઇલાકાના ઉચ કસ્બામાં થઈ હતી. પબ્લીકમાં લોકો તેમને ઇમામ કહી બોલાવતા હતા તેથીજ કરી તેમનુ નામ ઇમામશાહ બાવા પડી ગયું.

હઝરત પીર ઇમામશાહ બાવાના જન્મ પછી પોતાના માતુશ્રી એ પોતાને સાફ કપડા પહેરાવી પોતાના પિતાશ્રી હઝરત હસન કબીરૂદ્દીન સાહેબના ખોળામાં આપ્યા. હઝરત કબીરૂદ્દીન સાહેબે ઘણુંજ પ્યાર કરી જણાવ્યું. આ મારા ફરઝન્દ ઘણોજ મહાન બુઝુર્ગ થશે. અને તે એક જમાનાનો ગવસો કુતુબ હશે જે તમામ અવલીયાઓનો સરદાર હોય છે. અને તેમની કરામતો જાહેરમાં આને બાતીનમાં જાહેર થશે.

હઝરત ઈમામશાહ બાવા નાના હતા ત્યારથીજ તેમની ઘણીખરી કરામતો જાહેર થવા લાગી હતી. નાની ઉંમરમાંજ તમામ જાતના ધાર્મીક જ્ઞાન તેઓ પ્રાપ્ત કરી ચુકયા હતા. બાર વરસની ઉંમરમાં પોતાના પિતાશ્રીના શિષ્ય (મુરીદ) બનો તમામ જાતનું જ્ઞાન કરામત વિગેરેનું ઈલ્મ તેમણે પ્રાપ્ત કરી લીધું હતું. ત્યાર બાદ પોતાના પિતાશ્રીએ હઝરત ઇમામુદ્દીન સાહેબને સત્પંથ પ્રચાર માટે ગુજરાત તરફ રવાના કર્યા, અને જણાવ્યું કે અસત્યને દુર કરી દુન્યામાં સત્યનો ફેલાવો કરો. ગુજરાત તરફ રવાના થયા કે થોડાક સમય બાદ પોતાના પિતાશ્રીએ આ ફાની દુન્યાથી પરદો કર્યો. ઇમામશાહ બાવા આ વખતે ગુજરાત તરફ નહિ આવતાં પાછા ઉંચ તરફ રવાના થયા. પોતાના પિતાશ્રીના વફાતની ખબર ઈમામશાહ બાવાને પોતાની રૂહાની તાકાતથી (કરામત) માલમ પડી હતી. પોતે ઘણીજ દુર હતા. પરંતુ રૂહાની કરામતથી ઘણો લાંબો રસ્તો કપાઈ જઇ ઉંચમાં આવી પહોંચ્યા. પિતાશ્રીના જનાઝાને લઈને લોકો કબ્રસ્તાન તરફ જતા હતા. તેવામાં હ. પીર ઇમામશાહ બાવા ત્યાં હાજર થયા. અને પોતાના પિતાશ્રીના શબના જનાઝાને રોકી જણાવ્યું. રૂહાની નેઅમત વારસાની માગણી કરી. આ જોઇ પોતાના ભાઈઓ અને બીજા લોકોએ જણાવ્યું આ વખત નેઅમત માગવાનો નથી, ઈમામુદ્દીન સાહેબે જણાવ્યું. મને આજ પ્રમાણે વસીય્યત છે. વાતચીત ખલાસ નહોતી થઈ. કે તરતજ જનાઝામાંથી હાથ મુબારક બાહર લાંબો કર્યો, તેમાંની ઘણીખરી નેઅમતો ઈમામશાહ બાવાને સુપુર્દ કરી. અને જણાવ્યું. એનાથી વધું નેઅમત તમોને હઝરત ઈમામ જાઅફર સાદિક અલયહિસ સલામના મુબારક દરગાહ ઉપરથી મલશે. કે જેઓ "ઈમામુલ ઇન્સેહી વલ જીન્ન છે." ત્યાર બાદ પિતાશ્રીના જનાઝાને કબ્રસ્તાન તરફ લઇ ગયા અને ઉંચમાં દફન કર્યો, હઝરત પીર ઇમામુદ્દીન સાહેબ ઉચમાં પિતાશ્રીના વફાત બાદ ચાલીસ દિવસ રહી ત્યાર બાદ તેઓ કિરમાન તરફ હઝરત શેખ ગુલામ મોહંમદ રહ ને મલ્યા. જેઓ હઝરત હસન કબીરૂદ્દીન રહ. ના સાથીદાર હતા. તેમની પાસેથી પણ ઘણુ જ્ઞાન પ્રાપ્ત કર્યું, ત્યાર બાદ હઝરત સૈયદ નુરશાહ બુઝુર્ગ પાસેથી પણ રૂહાની જ્ઞાન હાંસીલ કર્યું. હઝરત

નુરશાહે રહ એ જણાવ્યું હે? મારી આંખોના નુર તમે તમામ જાતની કરામતોથી ભરપુર છો, તમને દરેક જાતનું ઈલ્મ છે. બધીજ બાબતો જાણો છે. ઘણી ખરી કરામતો તેમણે બક્ષીસ કરી ને જણાવ્યું વધારે ફેઝ તમારા બાપદાદા (વડીલો)ની પવિત્ર દરગાહોથી તમોને મલશે.

હઝરત ઈમામશાહ બાવા મુલ્ક કિરમાનથી મદિના મુનાવરા તરફ રવાના થયા. ત્યાં જઈ હઝરત મોહંમદ રસુલુલ્લાહ. સલલ્લાહો અલયહે વસલ્લમની મઝાર પુર અનવારની ઝીયારત કરી. અને હઝરત નબી સાહેબ. સ. અ. વ. પાસેથી રૂહાની ફેઝ લીધા પછી હઝરત ઇમામ જાઅફર સાદિક અલયહિસ સલામની દરગાહની ઝીયારત માટે ગયા અને તેમની પાસેથી બાતીની ઇલ્મ હાંસીલ કરી પાછા ફર્યા, ત્યારે હઝરત ઇમામુદ્દીન કુફેશિકન પોતાને કરામતોથી ભરપુર જણાયા. અને બેશુમાર કરામતો પોતાની જાતથી જાહેર થવા લાગી. ત્યાર પોતાની માતુશ્રીની સેવામાં ઉચમાં હાજર થયા. થોડોક સમય અહિ રહ્યા પછી હઝરત ઈમામશાહ બાવા ઘણા અનુયાયીઓ તથા પોતાના ખલીફા. (શિષ્ય) હઝરત હાજર બેગે સાથે સત્પંથ પ્રચારર્થે ગુજરાત તરફ રવાના થયા, મુસાફરીમાં ઘણાજ માણસો પવિત્ર કલેમાથી મુશરરફ થઇ સત્પંથમાં દાખલ થયા.

ગુજરાતમાં પણ સેંકડો વરસો થયા. પોતાના વડીલ હઝરત પીર નુર સતગુરૂ બાવાએ જેમની દરગાહ નવસારીમાં છે કરેલા સત્પંથ પ્રચારની થોડી ઘણી બાકિ રહેલી નુરાની ઝલકને ફરી ઇમામશાહ બાવાએ તાજી કરી. અને ચારે તરફ સદાએ હક્ક, લાએલાહા ઈલલ્લાહો મોહંમદુર રસુલુલ્લાહ, ફેલાવા લાગી,

ગુજરાતમાં સત્પંથ પ્રચાર કરતા કરતા એક "અઢુંણા" નામના ગામમાં પોતાનો મુકામ મસ્જીદમાં થયો. ઘણાખરા નમાઝી માણસોએ પોતાને બેઠેલા જોઇ હેરત પામી જણાવ્યું. તમો મુસલમાન છો. સૈયદ છો. તો પછી તમે અલ્લાહના હુકમ પ્રમાણે નમાઝે કેમ નથી પઢતા?

હઝરત ઇમામશાહ બાવાએ આશ્ચર્યજનક જણાવ્યું કે મારી તરફથી મારી નમાઝ. તમારી મસ્જીદના મિનારા નમાજ ગુજારશે. એમ કહી હઝરત ઇમામશાહ બાવા નમાઝ અદા (પઢવા) કરવા ઉભા થયા. અને નમાઝ પઢવા લાગ્યા. સીજદામાં ગયા તો મસ્જીદના મિનારા પણ ઝુકી ગયા. અને સીજદો કરવા લાગ્યા, જયારે આ અક્કલમાં ના સમાય તેવી જબરદસ્ત કરામત જોઈ તો લોકો હયરાન સઇ ગયા, અને ઘણા માણસો સેવક (મુરીદ) બની ગયા.

આવી જાતની બે મીશાલ કરામતની ચર્ચા સાંભળી. ગુજરાતનો સુલતાન મેહંમુદ બેગડાએ હઝરત ઈમામશાહ બાવાને મહેલમાં આવવા આમંત્રણ મોકલાવ્યું.

હઝરત ઇમામશાહ બાવા મહેમુદ બેગડાના મહેલમાં મહેમાન બન્યા. ત્યારે સુલ્તાને ઈમામશાહ બાવાને પુછયું આપ સાહેબ કોણ છો? અને કયાંથી આવ્યા છો? હઝરત ઇમામશાહ બાવાએ જવાબ આપ્યો.

હાશમી ખાનદાન હય બની ફાતમા લકબ હય,
ઇસ્માઈલ બીન જાઅફરે સાદિક કા નસબ હય,
જો બાઅદ અઝ મુરતુજા છઠે ઈમામ હય,
અર્શે અઝીમ તક રવશન ઇન્કા નામ હય,
ઇસ ખાનદાન કે સબ બા કમાલ હય,
સૈયદ સદરૂદીન ઉસમેં બે મિશાલ હય,
પીર કબીરૂદીન પીશર ઉન્કે નેકો હસીન હય,
ઉસ્છ શરીફમેં જો હુવે થે ગદી નશીન,
વોહ વાલીદ હમારે સુએ જન્નત રાહી હુએ,
અબ હમ યહાં આકર મહેમાન આજ શાહી હુએ.
ઇમામશાહ ઈમ્મ હય મેરા અય શાહે ગુજરાત,
મોહબ્બતે પંજે તનમેં ગુઝર હોતી હય અવકાત,

"ભાભારામ સુબોધ ઉપરથી"

ઉપર જણાવેલ જવાબ સાંભળી સુલ્તાન મેહમુદ બેગડાએ હઝરત ઈમામશાહ બાવાની ઘણીજ ઇજ્જત કરી, અને સુલ્તાને એક શાહી ભોજન સમારંભ યોજયો. તેમાં હઝરત ઈમામશાહ બાવાની પરીક્ષા કરવા મેહમુદ બેગડાએ બિલાડી મારી તેના માંસના કટકા કરી ખાવાનું પકાવેલું, અને એક ગલાસમાં ઝેર ભરી પીવા માટે આગ્રહ કર્યો

સદર ભોજન ઉપર હઝરત ઇમામશાહ બાવાની પવિત્ર નજર પડતાંજ બિલાડી જીવતી બની ચાલી ગઇ.

અને ઝેર મીકચર પાણીનો ગલાસ પોતે પી ગયા.

આવી જબરદસ્ત કરામત જોઈ દરબારીઓ બધાજ દંગ બની ગયા, અને સુલતાન મેહમુદ બેગડાને જણાવ્યું કે અય મેહમુદ ? "અબ તું બિગડા" આ સાંભળી સુલ્તાનને ઘણોજ ડર લાગ્યો. અને હઝરત ઈમામશાહ બાવા પાસે તેણે કરેલા કામની માફી માગી. હઝરત ઇમામશાહ બાવાએ જણાવ્યું, અય સુલતાન તું મત ગભરા તું "બિગડા" નહિ બલ્કે "બેગડા" ખુદા પાક તને બે ગઢો પર ફતેહ આપશે. (૧) જુનાગઢ અને (૨) પાવાગઢ. આ પવિત્ર શબ્દો સાંભળતાંજ મેહમુદ ઘણોજ ખુશી થયો, અને ઘણાખરા નજરાના ભેટ લાવી મૂકયા. જે લેવા ઈમામશાહ બાવાએ ઇન્કાર કર્યો, અને જણાવ્યું અય સુલતાન અમો આવી ફાની ખજાના કે દુન્યાના ચાહકો નથી, ઘણાજ કાલાવાલા આજીજી કર્યા પછી હઝરત ઈમામશાહ બાવાએ સુલતાન મેહમુદ બેગડાને કહ્યું અય સુલતાન અમોને એક બળદગાડી આપ જેમાં અમો બેસી મુસાફરી કરી શકીએ. સુલતાને એક કિંમતી બળદગાડી હઝરત ઈમામશાહ બાવાના ચરણોમાં લાવી અર્પણ કરી.

હઝરત હાજરબેગ સાથે આ બળદગાડીમાં બેસી અમદાવાદથી રવાના થયા. અને ગાડી સાબરમતી નદીના કિનારા ઉપર આવી ઉભા. સાબરમતી નદીનું પાણી ઘણાજ પુર જોરથી ચાલી

રહ્યું હતું, એટલે નાવડીવાળાને હઝરત ઇમામશાહ બાવાએ જણાવ્યું કે અમોને સામા કિનારા ઉપર નદી પાર પહોંચાડી દે. નાવડી હાંકનાર માણસે જણાવ્યું તમો અહિ ઉભા રહો. થોડાક માણસોને ઉતારી આવું ત્યાર બાદ તમોને સામા કિનારે પહોંચાડી આવીશ, હઝરત ઇમામશાહ બાવાએ જણાવ્યું અય નાવીક, અમોને ઉતાવળ છે. તુ અમોને જલ્દીથી પહોંચાડી આપ, નાવીકે જણાવ્યું આપને વધારે જલ્દી હોયતો તમો ગાડીમાં તો સવાર છોજ. બળદગાડી સાથે તમે જઈ શકો છો ?

નાવીકના આવા મગરૂરી શબ્દો સાંભળતાંજ અલ્લાહના હબીબ બંદાને ઘણુંજ ખોટું લાગ્યું, અને હઝરત હાઝરબેગને જણાવ્યું. ખુદાતઆલાનું નામ લઈ નાવીકના જણાવ્યા પ્રમાણે બળદગાડીને પાણીમાં જવાદો. હમારો નિગાહબાન અલ્લાહપાક છે. હઝરત ઈમામશાહ બાવાના મુખમાંથી મોતીરૂપી પવિત્ર શબ્દો નીકળતાની સાથેજ બળદગાડીને હાઝરબેગે પાણીમાં હાંકી મુકી. બળદગાડી પાણીમાં જતાની સાથેજ પાણીના બે હીસ્સા થઇ ગયા. અને વચ્ચે જમીન જણાવા લાગી, અને હાજર બેગે તે રસ્તાથી નદીના કિનારે ગાડી પહોંચાડી દીધી, અને કુદરતી નિયમ પ્રમાણે નદીનું પાણી જેમ હતું તેમનું તેમ વહેવા લાગ્યું. હજારો વરસો પૂર્વે હઝરત મુસા અલયહીસ સલામે દરીઆએ નિલમાં પોતાની કોમ સાથે ચાલી, પાણીના બે હીસ્સા થઇ જગ્યા મલી. તેજ પ્રમાણે હઝરત ઇમામશાહ બાવાની આ મહાન કરામત જોઇ. હોડીવાળા તેમજ તેમાં બેઠેલા બધાજ માણસો ઇમામશાહ બાવાના પગ ચુમવા લાગ્યા. અને બધાંએ પવિત્ર કલમએ હક લાએલાહા મોહંમદુર રસુલુલ્લાહ. પઢી સત્પંથમાં દાખલ થયા, જ્યાં આગળ ગાડી ચાલી પાણીના બે હીસ્સા થઇ ગયા હતા તે જગ્યાને આજે પણ "ફાટા" કહેવામાં આવે છે, અને તે "ફાટા" નામથી મશહુર છે.

અમદાવાદ રવાના થઇ હઝરત ઈમામશાહ બાવા અને તેમના સાથીદારો બધાજ અમદાવાદથી લગભગ બાર ૧૨ માઇલ દુર આવેલ ગીરમથા ગામે આવ્યા, અને મુકામ કર્યો. અને હાજર બેગને જણાવ્યું. તમો ગાંમમાં જઇ બળદો માટે ઘાસ લઈ આવો. હઝરત હાજર બેગને ગાંમમાંથી ઘાસનું એક પણ તરણું ન મલ્યું. કેમકે અહિંયાં ત્રણ ચાર વરસથી દુષ્કાળ પડેલ હતો. છેવટે હાજર બેગ ગીરમથાના પટેલ પાસે આવ્યા અને ઘાસ માટે જણાવ્યું. હઝરત હાજર બેગનું નુરાની ખુબસુરત મુખારબિન્દુ જોઈ પટેલે હાજર બેગની ઘણીજ ઇજ્જત કરી, અને આદરભાવ કર્યો. અને આજીજી પૂર્વક અરજ કરી. કે અય ખુદાના ખાસ દોસ્ત, અહિંતો ત્રણ ચાર વરસ થયા દુષ્કાળ પડયો છે. અમારી પાસે અનાજ તેમજ ઘાસ બિલકુલ નથી, અમારા માણસો તેમજ અમારા જાનવરો પણ ઘણાજ તકલીફમાં છે. તમો અલ્લાહ પાસે દુઆ ગુજારો કે અમારી તકલીફ દુર થાય. ગામના બધા માણસો અને હાજર બેગ પણ હઝરત ઇમામશાહ બાવા પાસે આવી દોઆ કરવા જણાવ્યું. હઝરત ઈમામશાહ બાવાએ ગામના માણસોની તકલીફ જોઈ મૂબારબિન્દું તથા હાથ મુબારક આસમાન તરફ ઉંચા કરી કુરઆન શરીફની કાંઈ આયતો પઢી. તકલીફો દુર કરવા ખુદાતઆલા પાસે દોઆ ગુજારી. થોડીક મીનીટો પણ વિતી નહોતી કે આસમાન ઉપર એક વાદળ પાણીથી ભરેલું ઘેરાએલું જોવામાં આવ્યું. અને થોડીક

વારમાં ચારે તરફ પાણીની ધારાઓ વરસવા લાગી. ચારે તરફ તમામ પાણીની નદીઓ વહોવ લાગી. થોડાકજ દિવસોમાં આ વરસેલ પાણીથી જમીનમાં ઘાસ પણ ઉગી નિકળ્યું. આવી જાતની જબરદસ્ત કરામત જોઇ ગામ લોકો હેરાન થઈ ગયા અને પવિત્ર કલમો પઢી સત્પંથથી મુશરરફ થયા, પછી ગામ લોંકોએ હઝરતને અહીંયાજ રહેવા જણાવ્યું. પરંતુ ઈમામશાહ બાવાએ જણાવ્યું અમો ત્યાંજ મૂકામ કરીશું જ્યાં અમારો ફેંકેલો તીર પડશે એમ કહી હઝરત ઇમામશાહ બાવાએ એક તીર ગીરમથાથી પશ્ચિત તરફ ફેંકયું જ્યાં આગળ આજે હઝરત પીર ઇમામશાહ બાવાની પવિત્ર કબર શરીફ છે. ત્યાં આગળ આવી પડયું. હઝરત હાજર બેગ ને તીરની તપાસ કરવા રવાના કર્યા. હાજર બેગે આવી તપાસ કરતાં જણાયું કે કે જ્યાં આગળ ઈમામશાહ બાવાએ ફેંકેલ તીર પડયું છે. ત્યાં એક ભયાનક જંગલ છે અને એક શેર અને શેરની (વાઘ અને વાઘણ) બેઠેલા જણાયા. પાછા ફરી તમામ કેફીયત હઝરત હાજર બેગે પીર ઈમામુદ્દીન સાહેબને જણાવી, હઝરત પીર ઈમામશાહ બાવાએ જવાબ આપ્યો તમો બધી હકિકત ખરી કહો છો. કેમકે તે જગ્યા ખુદાતઆલાએ મારા માટે મુકરર કરી છે. નાપાકી ના થાય એટલા માટે વાઘ અને તેની માદા વાઘણ તે જગ્યાની ચોકી કરી રહેલા છે. ત્યાર બાદ ગામના બધા અનુયાયીને વસીય્યત નસિહત કરી. પછી હાજર બેગ અને ઘણાખરા સેવકો સાથે જ્યાં તીર પડેલ હતો ત્યાં રવાના થયા તો જણાવ્યું કે જ્યાં તીર પડેલ છે ત્યાં વાઘ અને વાઘણ બેઠેલા છે. હઝરત પીર ઇમામશાહ બાવાને જોતાની સાથેજ વાઘ અને વાઘણે અદૃશ્ય બજાવી. જંગલ તરફ ચાલવા માંડયું. અને આજ જગ્યાએ મુકામ કર્યો. તેથીજ આ જગ્યાનું નામ "પીરાના" મશહુર થયું. "પીર + આના = પીરાના"

એક વખતે ગુજરાતના હીન્દુઓનો એક મોટો સંઘ કાશીની જાત્રાએ જઈ રહેલો હતો. ઇત્તેફાકથી આ સંઘે ગીરમથા ગામે મુકામ કર્યો, આ સંઘના માણસોએ હઝરત ઇમામશાહ બાવાની કરામતની ઘણી વાતો સાંભળી એટલે બધા સંઘના માણસો હઝરતના દરશાનાર્થે પીરાંણા આવ્યા, સંઘના આટલા બધા માણસોને જોઇ હઝરત ઈમામશાહ બાવાએ પુછયું. તમે બધા કયાં જઇ રહ્યા છો. સંઘના માણસોએ જણાવ્યું અમો સર્વે કાશીની જાત્રાએ જઇ રહ્યા છીએ. હઝરતે જણાવ્યું. "મન ચંગા તો કથરોટમેં ગંગા" તમો બધાને અહીંજ કાશીની જાત્રા કરાવી આપું તો કેમ? સંઘના માણસોએ જવાબ આપ્યો. હમોને અહીંયાંજ જાત્રા કરાવી આપો તો તમારી ઘણીજ મહેરબાની થશે. કેમકે કાશીનો રસ્તો ઘણો લાંબો છે. તેની સફર મહીનાના મહીનાઓની છે અને તેમાં પણ ઘણી તકલીફો સમાએલી છે. અમારી સાથે નાના બાળકો પણ છે. તમો અમોને અહીં કાશીની જાત્રા કરાવશો તો અમો સર્વે સંઘના માણસો તમારા શિષ્યો બની જઈ તમોને અમારા ગુરૂ (પીર) તરીકે અપનાવીશું હઝરત ઇમામશાહ બાવાએ જણાવ્યું કે તમો સર્વે આજની રાત અહી રહો તો કાલે આગળ જોઇશું.

હઝરત ઈમામશાહ બાવાના હુકમના પ્રમાણે સંઘના બધા માણસોએ પીરાણામાંજ મુકામ કર્યો. સવારે ઉઠતાંજ સંઘના માણસો પીરાણામાં નહિ પરંતુ કાશીમાં જણાયા, સંઘના બધા માણસોએ ગંગાસ્નાન કર્યું, દેવદર્શન કર્યા, અને

કાશીના નામની જે હુંડી હતી તેના રૂપીઆ પણ વટાવી લીધા, બ્રાહ્મણોને ખાવાનું પણ ખવડાવ્યું તમામ ધાર્મીક ક્રિયાઓ કરી રાત પડતાં સંઘના બધા માણસો આરામ કરવા સુતા બધાજ માણસો સુઈ ગયા, સવારે ઉઠતાંજ રાતવાલા " શહેર કાશી નહી પરંતુ સવારે પીરાણામાં ઉઠયા "

આ અજબ કરીશ્મો (કરામત) જોઈ સંઘના બધાજ માણસો કલેમા હકક લાએલાહા ઈલ્લાહ મોહંમદુર રસુલુલ્લાહ પઢી સત્પંથથાં પાવન થયા, પછીથી સંઘના કેટલાક માણસોએ કાશી કાગળ લખી જવાબ મંગાવ્યો કે અમો બધા સંઘના માણસો ફલાણા ફલાણા દિવસે આવ્યા હતા કે નહી, ત્યાંથી જવાબ મલ્યો કે હકિકત બધી ખરી છે. તમો કેમ જવાબ મંગાવો છો તે અમારા સમજ્યામાં વાત નથી આવતી કે તમારા દિમાગ તો નથી બગડયાને? સંઘના બધા માણસોએ પોતાનો ધર્મ પરિવર્તન કરી પવિત્ર વિશ્વધર્મ સત્પંથમાં દાખલ થયા અને જનોઈઓ તેમની ઉતારી જેનું વજન બરાબર સવા મણ હતું. તેને એક જગ્યાએ રાખી. જેનું નામ "જનોઇ" જગ્યા રાખવામાં આવ્યું. તેને આજે પણ સાધારણ માણસને જોઈ ખ્યાલ આવી શકે છે કે જનોઇનું વજન સવા મણ હોય તો તેના પહેરનાર માણસોની સંખ્યા કેટલી હશે તેનો અંદાઝો લગાવી શકાય છે, તેને જોઇ શીર્ક કરવાવાળા માણસો ઈબરત કરી શકે, અને પોતાના ગુનાહોની તોબા કરે. આજે પણ તે જનોઇઓને જોઈ કેટલાક નવા માણસો સત્પંથમાં દાખલ થઈ મુક્તીનો સાચો માર્ગ અપનાવે છે.

એક વખત ગુજરાતનો સુલ્તાન મેહમુદ બેગડો હઝરતની મુલાકાતે પીરાણે આવ્યા. કરામતો જોઇ હઝરત ઇમામશાહ બાવાને જણાવ્યું કે મારી એક અરજ છે કે મારી શાહજાદી બુઝુર્ગ ખાતુનની શાદી તમારા ફરજન્દે નેક આરઝુમન્દના લગ્ન મારી દિકરી સાથે કરો તો મને ઘણીજ ખુશી થશે. ત્યાર બાદ હઝરત નુરમોહંમદ રહના લગ્ન શાહજાદી બુઝુર્ગ ખાતુન સાથે થઈ ગયા.

હઝરત પીર ઇમામશાહ બાવાએ અયન હયાતીમાંજ દરગાહ શરીફને આપે તૈયાર કરાવી હૈ. આલીશાન અને ભવ્ય શાનદાર દરગાહને જોવાથી ખાજ પણ અંદાઝો લગાવી શકાય છે કે લાખો રૂપીઆના ખરચે આ દરગાહ બની હશે. દરગાહ બનાવતા હતા તે વખતે હઝરત ઈમામશાહ બાવા દરગાહથી દક્ષિણમાં આવેલ "નગીના ગોમટીમાં" બેસી તમામ દરગાહનું કામકાજ કરાવતા હતા. મજુરોને મજુરી પણ અહીંથીજ આપતા હતા.

એક વખતે એક મજુરે જોયું કે હઝરત પીર સાહેબ એમની બેસવાની ગાદી નિચેથી તમામ મજુરોને દામ ચુકવે છે. તેણે રાતના આવી ગાદીની નિચેની બધી જમીન ખોદી નાખી. કારણ તે સમજેલ હતો કે આ ગાદી નિચે બધા રૂપીઆ દાટવામાં આવ્યા છે. ખોદતા ખોદતાં થાકિ ગયો કોઇ ચીજ (રૂપીઆ હાથ નહી આવતાં તેણે જગ્યાની માટી જેવી હતી તેવી કરી નાંખી. સવાર પડતાં કામકાજ શુરૂ થયું. ચોર મજદુર પણ હાજર થઓ. સાંજના મજુરીના નાણાં ઈમામશાહ બાવાએ ચુકવવા માંડયાં વારા પછી વારો ચોર મજુરનો મજુરીના પૈસા લેવાનો આવતાં હઝરત ઈમામશાહ બાવાએ તે ચોર મજુરને ડબલ મજુરીના પૈસા ચુકવ્યા

ચોર મજુરે જણાવ્યું હઝરત? આપ સાહેબની ભુલ થાય છે. મને મજુરીના નાણાં ડબલ મળ્યા છે પીર ઇમામશાહ બાવાએ જણાવ્યું મારી ભુલ નથી. તે રાતના પણ મજુરી કરી છે. આ કરામત જોઈ બધાજ મજુરો હેરાન થઇ ગયા. અને સત્પંથથી પાવન થયા.

હઝરત પીર ઈમાસુદ્દીન રહ ની ભવ્ય અને આલીશાન દરગાહમાં પુરાની જાતનું ઇરાની નકશીવાળું અનોખી ઢબનું કામ જોવામાં આવે છે. દરગાહની ઉપર સોનાના મોટા કળશો શોભાયમાન છે. દરગાહના દરવાજા ચાંદીના બનાવવામાં આવેલા છે. કબર શરિફની આજુ બાજુ કબરો (૧) વચમાં હઝરત પીર ઇમામશાહ બાવાની છે. તેની પશ્ચિમ તરફ હઝરત નુરમોહંમ્મદશાહ રહ તે ઈમામશાહ બાવાના ફરઝન્દની કબર છે અને પૂર્વમાં બીબી "ફાતમા" હઝરત ઇમામશાહ બાવાના પવિત્ર પત્નિની કબર છે.

દરગાહમાં કિંમતી અકિકો અને સોના ચાંદીનું ઘણું કામ છે. તે ઘણુંજ આકર્ષક છે. દરગાહની દિવારોનું કામ ઘણુંજ જોવા લાયક છે. તે કામ આગ્રાન, તાજ મહાલનો નમુનો જોવામાં આવે છે. કેમકે સેંકડો વરસો થયા આ દરગાહની દિવાલો કોઇ પણ જાતના મસાલાથી ધોવામાં આવી નથી. પરંતુ અત્યારે પણ કાચની માફક તેમાં ચળકાટ માલમ પડે છે અને તેમાં પ્રત્યક્ષ મોઢું જોવામાં આવે છે. જેનું વર્ણન ઘણા ઇતિહાસકારોએ કરેલું છે. કેટલાક યુરોપીયન મુસાફરો આ રમણીય દરગાહના ફોટાઓ લે છે. દરગાહની પૂર્વ દિશામાં કાકાઓની કચેરી તથા ઉપર ગાદીના મોટા મકાનો આવેલ જેમાં હજારો માણસો આરામથી રહી શકે છે. નીચે કોઠારખાનું તથા બાવરચીખાનું છે. સેવકોને રહેવા જમવાના મોટા મોટા મકાનો છે. તેની સાથે હઝરત પીર ઈમામશાહ બાવાનો ઢોલીઓ આવેલો છે. તે પણ સેંકડો વરસ જુનું મકાન છે. અને તે શાહી દરબારની યાદ આપે છે.

દરગાહની પશ્ચિમે એક ભવ્ય મસ્જીદ આવેલી છે. તે મસ્જીદ પણ પહેલાના ઇમાનદાર પરહેજગાર કાકા અબ્દુર રહીમે હિજરી સન ૧૧૦૦ માં બનાવેલી છે. એક સાથે સેંકડો માણસો તેમાં નમાઝ ગુજારી શકે છે. વરસમાં બે વખત ત્યાં ઇદની શાનદાર નમાઝ થાય છે. તેમાં અહિના ગાદીપતી કાકાસાહેબને પણ હાજર હોયતો નમાઝ પઢવા આવવું પડે છે.

આ મસ્જીદની બાજુમાં જે એક ઇમારતમાં ઈમામ વાડો આવેલો છે. તેમાં દર મોહરમ માસમાં મજલીસો વિગેરે પઢવામાં આવે છે. ઝરી બનાવવામાં આવે છે.

દરગાહ શરીફ તરીફથી તમામ જાતનું ખર્ચ આપી. આ મહોરમના દશ દિવસ શાનદાર રીતે ઉજવવામાં આવે છે.

દરગાહના કંમ્પાઉન્ડ બહાર "ગંગ કુવો" પણ આવેલ છે. તે પણ હઝરત ઈમામશાહ બાવાની કરામતોની પ્રત્યક્ષ સાક્ષી આપી રહેલ છે.

સેવકો તરફથી દર વરસે દશાંશ અને વીશાંશના હજારો રૂપીઆ ઇમામશાહ બાવાના ત્યાં આપવામાં આવે છે. દરગાહની હજારો વિંઘા જમીન પણ આવેલી છે. તેની પણ આવક સારી રીતે આવે છે. રોજામાં બાધા માનતાની પણ સારી આવક છે. સદર આવકમાંથી તેમની

અવલાદના સૈયદોને હક્કો, સાલીયાણા, માહવારી, શાદી, મવત, બિસ્મીલ્લા વિગેરે પરચુરણ હક્કો આપવામાં આવે છે. અને કોઠાર તથા સદાવ્રત વિગેરે ચાલે છે. ગામ લોકોને મશીનથી પાણી પુરૂ પાડવામાં આવે છે.

હઝરત પીર ઈમામશાહ બાવાની ગાદીવાલાને કાકા કહેવામાં આવે છે. તેને બાળ બચ્ચા કોઈ હોતું નથી તેને સુન્નતે રસુલ સ. અ. વ. મુવાફિક દાઢી વિગેરે રાખવી પડે છે. ભગવા ફેંટો વિગેરે પહેરવા પડે છે.

હઝરત ઈમામશાહ બાવાને એક પત્ની હતા. અને તેમનું નામ બીબી "ફાતમા" હતું. અને તેમને ચાર ફરઝન્દ અને એક દિકરી હતી. તેમનાં નામ નિચે પ્રમાણે છે.

(૧) સૈયદ મોહંમદશાહ, (નુરઅલી મોહંમદશાહ) જેમની કબર ઈમામશાહ બાવાની કબરની પશ્ચિમે દરગાહમાં આવેલ છે.

બીજુ નામ (૨) સૈયદ મોહેમ બાકિરશાહ જેઓ સાહેબ લાવદ હતા તેમની દરગાહ અમદાવાદ સારંગપુર ચાર ટોળા કબ્રસ્તાન સામે આવેલી છે તે દરગાહનો વહિવટ અમદાવાદના નુરશાહી જમાતના સેવકો કરે છે.

(૩) સૈયદ મોહંમદ નિઝારશાહની દરગાહ શહેર ખંભાતમાં નારંગેસર તળાવ ઉપર આવેલી છે. તેમના સેવકો મુસલમાન, કુંભાર, ગોલા, કાછીયા, કડીયા વિગેરે માણસો આ દરગાહ ઉપર આવે છે.

ચોથા (૪) સૈયદ મોહંમદ ખાલીકશાહ, જેમની દરગાહ ગુજરાતના કડી પ્રાંતમાં પાટણ શહેરમાં આવેલી છે. તેમનો ઉર્સ રજબ મહિનાની ૧૫ મી તારીખે થાય છે. તેમના સેવકો કંદોઈ, ભાવસાર મોઢ ઘાંચી વિગેરે છે.

પાંચમા બીબી આઝીઝા તે પણ લાવદ છે. તેમને કોઈ અવલાદ નથી, ઉપર જણાવેલ નામો હઝરત પીર ઇમામુદીનના ફરઝન્દોના છે.

હઝરત ઈમામુદીનના એક ફરઝન્દ હઝરત નુરઅલી મોહંમદશાહને ત્રણ બીબીઓ હતી. તેમના નામ નીચે પ્રમાણે છે.

(૧) બીબી બુઝુર્ગ ખાતુન જે સુલ્તાન મહેમુદ બેગડાની છોકરી છે. એમની કબર ઇમામશાહ બાવાની દરગાના બહાર ઓટલા ઉપર છે.

બીબી બુઝુર્ગ બેગમને ૯ ફરઝન્દ અને ૬ પુત્રીઓ હતી. તેમાંના ઘણાખરા બે માસ ચાર માસના ગુજરી જવાથી તેઓના નામો ઓછાં જણાય છે. તેમના ફરઝન્દ સૈયદ શહાબુદીન અને સૈયદ મુસ્તુફા, અને સૈયદ અલીશેર બીબી રાજે આલમ, વિગેરે છે.

સૈયદ શહાબુદીનની અવલાદના સૈયદો જલાલશાહી સૈયદો તરીકે ઓળખાય છે.

સૈયદ મુસ્તુફા રહ. ની અવલાદના સૈયદોને નુરશાહી સૈયદો તરીકે ઓળખાય છે.

સામાન્ય રીતે આ બધા સૈયદો ઇમામશાહી સૈયદો તરીકે ઓળખાય છે.

(૨) બીબી પરમા બાઇને એક ફરઝન્દ હતા અને તેનું નામ સૈયદ ખાનમોહંમદ હતું, તેમના વંશજો સૈયદખાની નામના સૈયદો તરીકે ઓળખાય છે તેમની દરગાહ પીરાણામાં આવેલ છે.

(૩) બીબી જમાલબાઈને એક ફરઝન્દ હતા.

સૈયદ અલી જેઓ નાની વયમાં ગુજરી ગયા હતા અને તે લાવલદ છે.

હઝરત પીર ઈમામુદ્દીન રહ. ની વફાત હિજરી સન. ૯૧૯ માં પીરાણામાં થએલી છે. તેમનો ઉર્સ શરીફ રમઝાન શરીફની ૨૬ તારીખે ઘણીજ ધામધુમથી ઉજવવામાં આવે છે. તેમાં ભાગ લેવા હઝારોની સંખ્યામાં દુરદુરથી પોતાના અનુયાયીઓ પીરાણામાં આવે છે. હાલમાં ગાદીવાલા કાકા રામજી હયાતમાં છે. ઓરસ સિવાય પણ બાર મહિનાની બીજો ગોકળ આઠમ, ધરો આઠમ, ભાદરવા સુદી ૧૧ ને વિગેરે દિવસોએ અહિં ભારે મેળા ભરાય છે.

હઝરત પીર ઇમામશાહ બાવાની દરગાહની ગાદી ઉપર થઈ ગએલા કાકાઓના નામ નિચે પ્રમાણે છે.

(૧) શાણા કાકા
(૨) કાકા શેરમોહંમદ
(૩) કાકા અબ્દુલ્લા
(૪) કાકા ઇબ્રાહીમ
(૫) કાકા રહીમ
(૬) કાકા કરીમમોહંમદ
(૭) કાકા શામદ
(૮) કાકા હસન
(૯) કાકા રહીમ
(૧૦) કાકા રાજેમોહંમદ
(૧૧) કાકા નુરમોહંમદ
(૧૨) કાકા ભુલા
(૧૩) કાકા પોચા
(૧૪) કાકા પ્રાગજી
(૧૫) કાકા નથુ
(૧૬) કાકા દિપા (અબ્દુરરહીમ)
(૧૭) કાકા મનજી
(૧૮) કાકા નથ્થુ
(૧૯) કાકા નાનજી
(૨૦) કાકા શામજી
(૨૧) કાકા નથ્થુ
(૨૨) કાકા પેથા
(૨૩) કાકા નથ્થુ
(૨૪) કાકા કરમસી
(૨૫) કાકા લખમણ
(૨૬) કાકા રામજી હયાત

હઝરત પીર ઈમામશાહ બાવાની ગાદી ઉપર જણાવેલ ૨૬ કાકાઓ ગાદીનો વહીવટ કરનાર થઇ ગયેલા છે અને દરગાહનો તમામ વહીવટ કરી તેમની અવલાદના સૈયદોને હકકો આપવા સત્પંથીઓને સદ્બોધ કરવો વિગેરે જણાવેલ કાર્યો કાકાઓ કરે છે.

## નાયા કાકા ઉર્ફે નાયા નસીરૂદ્દીન રહ.

નાયા જાતના ભીલ જાતીના હતા અને તે લુંટારૂઓના સરદાર હતા. હઝરત પીર ઈમામુદ્દીન સાહેબ અમદાવાદથી ગીરમથા તરફ બળદગાડીમાં રવાના થયા તે વખતે ગાડી લુટવા નાયા આવેલ હતા. લુટવા આવેલ નાયાએ જ્યારે હઝરત ઈમામશાહ બાવાની ગાડી રોકી તો તેમણે નાયાને જણાવ્યું અય લુટેરાના સરદાર તું આ પ્રમાણે ગુનાહો કરે છે.

અને લોકોની માલ દૌલત લુટે છે તો તારા આ ગુનાહીત કાર્યોમાં તારા ઘરવાલા સાથ આપશે ? કે તું એકલો લુટ કરી ગુન્હો કરે છે. તેના બદલામાં તારો કોઈ સાથ આપનાર નથી. તારા બાલ બચ્ચાઓને પુછ કે તેં કરેલા ગુન્હાઓમાં તને સાથ આપશે કે નહિ. હઝરતના પવિત્ર શબ્દો સાંભળી નાયાએ જણાવ્યું. તમે મને ઘેર મોકલી તમારે અહિંથી ચાલ્યા જવું છે. હું એવો બેસમજ નથી કે અહિંથી ચાલ્યો જાઉં. તેમણે જણાવ્યું અય લુટેરાના સરદાર તું અલ્લાહ અને તેના રસુલની ઉપર ભરોસો રાખ તારા પાછા આવ્યા સિવાય હું અહિંથી કદિ નહિ જાઉં.

નાયા કાકા ઈમામશાહ બાવાના શબ્દો ઉપર ભરોસો કરી ઘેર જઇ બાલબચ્ચાઓને તેણે પૂછ્યું ? કે હુ જે લુટ કરી માલ સામાન લાવું છું અને તેનો જે ગુન્હો થાય છે. તો આ ગુન્હામાં તમો ભાગ લેશો કે નહિ, બાલ બચ્ચાઓએ જણાવ્યું. અમો ગુન્હામાં ભાગ નથી લઇ શકતા. જે કરે તે ભોગવે. તમે જેવું લાવો છો તેવું અમો ખાઈયે છીએ.

આવી જાતની કરામતથી નાયા ઉપર એવી અસર થઈ કે તેનામાં બુરૂ ભલું સમજવાની શક્તિ પેદા થઇ ગઇ. કરેલા ગુન્હાઓનો પશ્ચાતાપ કરતો પાછો આવ્યો. જુવે છે તો હઝરત ઈમામશાહ બાવા ગાડીમાં બેઠેલા છે. તેને વિચાર આવ્યો કે મહા પુરુષોને મારા જેવા સેકડો લુટેરા આવે તો પણ તેમને નુકશાન નથી પહોંચાડી શકતા પછી હાથ જોડી હઝરત ઈમામ-શાહ બાવાનો મુરિદ બની કલેમા હક્ક લાએલાહા ઈલલ્લાહો મોહમદુર રસુલુલ્લાહ પઢવા લાગ્યો અને સત્પંથમાં દાખલ થયો.

ઘેર જઇ પોતાના બાલ બચ્ચાઓને લઈ આવી તેમને પણ સત્પંથથી પાવન કર્યા. નાયાનું બધું કુટુંબ સત્પંથી બની ગયું અને નાયા ને બુઝુગીનો ખીતાબ "કાકા" આપવામાં આવ્યો. નશીરૂદીનથી સંબોધવામાં આવ્યા.

શિનોર તાલુકાના કુકશ ગામમાં જઇ ત્યાંના લોકોને સત્પંથ સમજાવવા લાગ્યા.

નાયાકાકાની વફાત મહોરહમ તારીખ ૩જી એ થઈ તેમની દરગાહ કુકશ ગામમાં છે. આ શિનોર તાલુકાનો એક ગામ છે. શ્રીમંત મહારાજા ગાયકવાડ તરફથી દરગાહની દિવા બત્તી માટે ૭૦૦ વિઘા જમીન આપવામાં આવેલ છે ભાદરવા સુદી ૨ ને દિવસે અહિં ભારે મેળો ભરાય છે.

## હઝરત હાઝર બેગ

હઝરત હાઝર બેગનું અસલ નામ મિરઝા અબ્દુલ રહીમ છે. અને ઈલ્કાબ તેમનો હાઝર બેગ છે.

તેઓ પાદશાહઝાદા છે. તેઓ સાહેબ ઈરાન તરફના રહેવાશી જણાય છે. કેમકે "બેગ" ખિતાબ ઈરાન દેશમાં સારા રહીસો અને ઉમરાવોને આપવામાં આવે છે. તે ઉપરથી અંદાઝો લાગી શકે છે. કે તે ઈરાનના પાદશાહના છોકરા હશે.

હઝરત શાહ ઈમામુદીન રહ-નિ કરામત અને રિયાઝ જોઈ હાઝરબેગે પણ ફકિરી અખ્તીયાર કરી લીધી, અને હઝરત ઇમામશાહ બાવાની સાથેજ પોતાની ઝીંદગી ગુજારવાની અરજ કરી. ત્યારબાદ ઇમામશાહ બાવાએ પોતાની સાથે મદદગાર તરીકે સાથમાં રાખ્યા અને થોડાક સમય બાદ પોતાના શિષ્ય (ખલીફા) બનાવી. ખીલાફતનો લીબાશ અર્પણ કર્યો.

હઝરત પીર ઈમામશાહ બાવાંના જ્યારે વફાતનો વખત નજીક આવ્યો ત્યારે નાથાકાકા, ભાભારામ, હાઝરબેગ, અને કિકિબાઈ વિગેરેને બોલાવ્યા, અને જણાવ્યું કે તમો સાચા સત્પંથી (ઈમાનદાર) છો. મારા સાચા મદદગાર તરિકે તમે સાથ આપ્યો છે. તે બદલ ખુદા તઆલા તેનો બદલો તમને જરૂર આપશે. હવે હું થોડાકજ સમયમાં આ ફાની દુન્યા તજી જનાર છું. અને તમો સત્પંથ પ્રચાર ચાલુ રાખશો કુદરત તમોને તેમાં જરૂર કામયાબી આપશે. અને હાઝરબેગને જણાવ્યું મારી વફાત બાદ થોડાક ટાઈમબાદ તમો પણ ખુદાની રહેમતે પહોંચશો. અને તમારી કબર શરીફ મારી દરગાહથી થોડાકજ કદમ ઉપર તમારી તુરબત બનાવવામાં આવશે, કડમાં કડક સુર્યની ધુપ પડશે પણ તમારી કબર બિલકુલ ઠંડીજ રહેશે. અને મારી દરગાહની ઉપર ફુલ ફાતેહા ચળાવનાર દરેક અનુયાઈ માણસો પહેલે તમોને ફુલ વિગેરે ચળાવી પછી મારી દરગાહ ઉપર આવશે.

હઝરત ઈમામશાહ બાવાએ જણાવ્યા પ્રમાણે થોડાક સમય બાદ હાજર બેગ વફાત પામ્યા અને તેમની કબર ઇમામશાહ બાવાના રોજાના શેહનમાં છે. આજે પણ દરગાહ ઉપર આવનાર માણસો પહેલા હાજર બેગને ફુલ વિગેરે ચળાવી પછી હઝરત ઇથામશાહ બાવાની દરગાહ ઉપર આવે છે. આજે પણ સુરજની સખ્તમાં સખ્ત ગરમી હોય છે. છતાં પણ કબર બિલકુલ ઠંડીજ થતી જાય છે. આ કરામત આજે પણ હાજર બેગની કબરથી જોવામાં આવે છે.

## ૬. ભાભારામ સાહેબ રહ.

ભાભારામનું અસલ નામ "રામજી" છે. તેઓ કસ્બે પેટલાદના રહીશ હતા. અને જાતે પટેલ (પાટીદાર) હતા. હઝરત પીર ઈમામુદ્દીન રહ. ની કરામતોની તાઅરીફ સાંભળી એક વખતે ઈમામશાહ બાવાની સેવામાં હાજર થયા અને ઘણાજ ખુશી થયા. અને જણાવ્યું કે અય ? વલીઅલ્લાહ હું આપની મારફત ખુદાની દરગાહમાં મકબુલ થવા ચાહું છું. ત્યાર બાદ હઝરત ઈમામશાહ બાવાએ તેમને પોતાના શિષ્ય બનાવી કલેમા હકક. લાએલાહા ઈલલ્લાહ મોહંમદર રસુલુલ્લાહ પઢાવી સત્પંથમાં દાખલ કર્યા, અને ખુદાને પહોંચવા તેમણે ઘણોજ રીયાઝ (ભક્તી) કરી. થોડાક સમયમાં ભાભારામ પુરા બ્રહ્મજ્ઞાની બની ગયા. અને માહપુરૂષના દરજ્જાને પહોંચી ગયા. તો ઈમામશાહ બાવાએ નસીહત વસીહત કરી. તેમને સત્પંથ પ્રચારર્થે ચરોતર તરફ રવાના કર્યા, ભાભારામની હયાતી સુધી આ જીલ્લામાં સત્પંથ પ્રચાર કર્યો, અને ત્યાંજ નડીઆદ તાલુકાના 'દેવા' ગાંમમાં વફાત પામ્યા.

આ ગાદી પણ પીરાણા દરગાની એક શાખા ગણવામાં આવે છે.

## ૯. કીકી બાઇસાહેબ.

કીકી બાઈસાહેબ પણ ભાભારામ સાહેબની બહેન છે. ભાભારામે સત્પંથ પ્રચાર કરી તેમાં દાખલ થએલા સત્પંથીઓમાં બાઈ કીકી સાહેબનો પહેલો નંબર છે. સત્પંથમાં દાખલ થયા બાદ હઝરત પીર ઈમામશાહ બાવાની સેવામાં પણ ઘણાજ દિવસો ગુજારી ફાયદો ઉઠાવ્યો છે. હઝરત ઇમામશાહ બાવાએ જણાવ્યું તમો એક નવું ગામ વસાવો અને ત્યાં રહો. કીકી બાઈ સાહેબે "રોણ" નામનું એક ગામ વસાવ્યું અને ત્યાં રહી સત્પંથ પ્રચાર કરવા લાગ્યા. આ બાઈ સાહેબના સત્પંથ પ્રચારથી બાઇ લોકોમાં સત્પંથ વધું પડતો ફેલાવા લાગ્યો અને થોડાક સમયમાં અસંખ્ય ભાઇ બહેનો સત્પંથમાં દાખલ થયા, છેવટ સુધી ત્યાં રહી. "રોણમાં"જ તેમની વફાત થઈ.

આ ગાદી પણ પીરાણા દરગાહની એક શાખા ગણવામાં આવે છે.

તા. ૧-૫-૧૯૫૪

સૈયદ કાસિમઅલી દુરવેશઅલી.
એરાકિઅલ હુસેની પીરાના.
ડી. અમદાવાદ.

# સતપંથ શાસ્ત્ર

## સૃષ્ટિનું મંડાણ.

રચનાર-સૈયદ ઇમામશાહ.

### —આઠ લાખ કરણુની ઉત્પતી.—

શ્રી નકલંકી નારાયણ હો સ્વામીજી, પ્રથમ આદ્યનુર તમે પરમેશ્વરા, તમે પરસોતમ અમરતો અલખ નિરંજન હો સ્વામીજી, પરથમ નીલ વરણ ધંધુકાર, તારે સ્વામીજી આપોહિઆપ નિરંજન હો સ્વામીજી, તારે તમારો કોણ ચહેન હો સ્વામીજી, હો પરમેશ્વરા; તારે દેવની દેહી છે નુરાની, આદ્ય પુરૂશ આપ પુરૂશ આપ મન આપ ધ્યાન કરતવા હો સ્વામીજી, તે નુર નીરવાંણ હો સ્વામીજી; તારે તદા આદ નિરંજન હો સ્વામીજી ત્યારે સાદ નહી સબદ નહી, અહુંકાર નહિ, જલ નહી, થલ નહી, ધરતી નહી, આકાશ નહી, હો સ્વામીજી; ત્યારે નહિ ચાંદો, સુરજ નહિ, તારા નહિ, પવન નહિ, નહિ પાણી, હો સ્વામીજી; ડુંગર નહિ, મેર નહિ, કઇલાસ નહી હો સ્વામીજી; નહિ તારા મંડળ, તીસમધે કોઇ ન હોતા હો સાંમીજી, ત્યારે પરથમ આદ્ય રૂપ પરવરતંતે હો સ્વામીજી; ત્યારે પરથમ રૂપતો આદ્ય મનથી નામ કરવતા હો સ્વામીજી, ત્યારે આદ પુરૂશ આપોહીઆપ ધ્યાન કરતવા હો સ્વામીજી; તે પરથમ આદ પુરૂશ રૂપ પરવરતંતે હો સ્વામીજી; ત્યારે આદ્ય પુરૂશના અંગથી સતગુરૂ ઉપના તો ઉતપતી ઉપનાં હો સ્વામીજી; ત્યારે રૂપ નુર એક તે નામ ચાર ધારજંતે હો સ્વામીજી; એક નામતો ગુરૂ હશનશાહ શેશ્ટીના ગુરૂ હો સ્વામીજી; બીજો નામ તે ગુરૂ બ્રહમા ધારજંતે હો સ્વામીજી; ત્રીજો નામ તે સતગુરૂ ધારજંતે હો સ્વામીજી; ચોથો નામ તો ગુરૂ નબી માહમદ મુસ્તફા સલેલા અલેહી વ સલામ, તમે તો આપોહી આપ હો સ્વમીજી; ઈ ગુરૂ પ્રસાદે સાત ફીરસ્તા દેવની સેવા કરતવા હો સ્વામીજી, તે આઠ લાખ કરણ મધે પરવરતંતે હો સ્વામીજી; અને દેવ ધ્યાન કરતવા હો સ્વામીજી; ત્યારે આઠ લાખ કરણ મધે સ્વામી તમે અનત કરોડ દેવ નારાયણ નીપાચ્યા હો સ્વાથીજી; તે ગુરૂ પ્રસાદે નામ ધારજંતે હો સ્વામીજી; ત્યારે આઠ લાખ કરણ, કરણ મધે જુગ એક ધારજંતે હો સ્વામીંજી; તે અગીયાર લાખ વરસ પરવરતંતે હો સ્વામીજી ત્યારે ત્રીશ જુગ મલી મજમે એક કરણ મધે પુરણ પરવરતંતે હો સ્વામીજી; ત્યારે આઠ લાખ કરણ મધે સ્વામી તમે અનત જીવ નીસ્તરાયા હો સ્વામીજી; તે આઠ લાખ કરણ ભરપુર ભવસ્તો હો સ્વામીજી.

### —ત્રણુ કરણુના અવતાર પાત્રનું નામ—

ત્રણ કરણ મધે સ્વામીના અવતાર પાત્ર (૧૭) પરવરતંતે તે અવતારના નામ લીખંતે હો મુનીવરો.

(૧) શ્રી અહુણાદ
(૨) અહુણાદથી અલખ
(૩) અલખથી નામનીલ
(૪) નામનીલથી અનીલ
(૫) અનીલથી સુન
(૬) સુનથી સાન
(૭) સાનથી નાન
(૮) નાનથી ગનાન
(૯) ગનાનથી નુર
(૧૦) નુરથી તેજ
(૧૧) તેજથી જલ
(૧૨) જલથી કમલ
(૧૩) કમલથી અદબુધ
(૧૪) અદબુધથી જાગ
(૧૫) જાગથી તંતવ
(૧૬) તંતવથી પ્રેમ તંતવ
(૧૭) પ્રેમ તંતવથી આદ પુરૂશ

તે રૂપનું ધ્યાન કરતવા હો મુનીવરો; ઈ ધરમ ભવોભવ સતપંથ સદાઇ ઉત્તમ હો મુનીવરો, ઈ ત્રણ કરણના અવતાર પાત્ર (૧૭) ભવસ્તો હો મુનીવરો.

## —ધંધુકારની હકીકત—

અહુનાદ મધે સ્વામી તમ નિરંજન અહું ધંધુકાર મધે સ્વામી તમે અલખ નિરંજન હો સ્વામીજી; અહુંકાર મધે છત્રીશ જુગ ને ચોરાશી ચોકડી ઉત્તમ એક ધ્યાન પરવરતંતે હો સ્વામીજી, ત્યારે તમે આપો આપ નિરંજન કહાવ્યા હો સ્વામીજી, તારે તમે નારાયણ વેદ રૂપી કહાવ્યા હો સ્વામીજી, નિરંજનની જવું સુકરીત પ્રેમ દુકરીત ન હવો સુન હવો. સુંન હો, સાંમીજી પહેલાં અનત કરોડ જીવ તારે અણુ આદ નામ અલખ નિરંજન નર પાંચ ભીહો સ્વામીજી, ત્યારે તમે અનત મુરત અગોચર ત્યારે તમે અવતાર ધારજંતા હો સાંમીજી, ત્રણ લાખ વરસ હો સાંમીજી શ્રી સતગરૂ બ્રહમા હો વાચા સ્વામીજી, બ્રહમાવેદ સંમપુર્ણ સંસાર મધે પ્રકાશતે હો સ્વામીજી, જેમ લોહા પારસ હેમ કરતવગ હો સ્વામીજી, તેમ સતગુરૂ મુનીવરને આપ સમાન કરતવંગ, તેમ સતગુરૂજી અન પાન હો સ્વામીજી, શ્રી સતગુરૂ બ્રહમા હો સ્વામીજી અર બંધ નર બંધ ધંધુકાર ગયા અનત જુગમાંહે તેજ રહયા હો સ્વામીજી, ત્યારે આદ્યપુરૂશથી અહુંકાર (૧૮) અહુંકારથી પ્રકાશ (૧૯) તે ચાર વેદ હો સ્વામીજી, તમે નવ ખંડ પૃથ્વીની બાંધી પીઠ હો સ્વામીજી, શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા હો સાંમીજી, આજ વદરૂ જળ બંધણા જુગ પાંચ, પાંચ જુગતો પઇયાળ થોભંતા, પાંચ જુગતો બ્રહમાંડ જડંતા, પાંચ જુગતો મેર ઉઠતાં, આઠ જુગ ગવરી ઉધરંતે, નઉ જુગતો નીરવાંણુ જડતે, બાર જુગતો રૂઢમાળા ફેરવતા, વીશ જુગતો ભભુત ભુસતા, ત્રણ જુગતો ત્રીશુળ ધરતા, એક જુગતો અહંકાર કરંતે, એવા તોતેર ૭૩ જુગ શ્રી સ્વામીજીને રમત કરતાં વહી ગયા હો સ્વામીજી, તારે સો નર નાસી માતા, નાસી પીતા, નાસી ભારજા, નાસી સગા, નાસી દોસદારા, ત્યારે નહી ધરતી, નહી આકાશ, નહી પવન, પાણિ હો સ્વામીજી, ચાંદો નહી, સૂરજ નહી. હો સ્વામીજી, મેર નહી, નહિ કઇલાશ, હો સ્વામીજી, રાત નહી, દીવસ નહી, ખંડ નહી, દીપ નહી, ત્યારે કોઇ ન હોતા હો સ્વામીજી, અગમ અગોચર હો સ્વામીજી.

## —આદ કળસ ઘટ સ્થાપના અને સૃષ્ટિની ઉત્પતી—

હેત ધરીને પ્રથમ ફીણ ઉપાયા હો સ્વામીજી, ત્યારે ફીણ થકી એક ઈંડ ઉપાયા હો સ્વામીજી, ઈંડ ફોડી ત્રણ ભવન રચાયાં હો સ્વામીજી, અમરતે બંધ બંધાયા હો સ્વામીજી, તમે અલખ પુરૂસ શંચરાચર હો સ્વામીજી, દુતીયા બ્રહમા આદ્ય ગુરૂ ધરતી સ્થાપી આપોઈઆપ હો સ્વામીજી,

તમે ગગન થંભાવણ આકાશ ગુરૂ નર ઉપાઇ, ધરતી આકાશ, વેદ ત્રણ માંહે હુવા પ્રકાશ, પીર ઈમામ શાહા હો વાચા ધરતી આકાશકા મંડાણ કહો હો સ્વામીજી, અમે ઉંચ ઉદાવતકા ખબરજ લહુ હો સ્વામીજી, પ્રથમ અહુંકાર મધે ગુબત કલસ થાપતા હો સ્વામીજી, ત્યારે આદ્ય કુંભ કમળનો ઘડો ઉત્પુત પાણી સાથે ભરયો, તે દેવે લઇને બ્રહમા આગલ ધર્યો હો સ્વામીજી, અહુંકાર મધે હો સ્વામીજી, ત્રણ કલપ મધે હો સ્વામીજી, તમે સહસ્ત્ર નામ ભણાવ્યાં હો સ્વામીજી, તે ભણી નામ હોય વાચા સાર તેનો સાંભલો સબ દેવ નીજાર હો સ્વામીજી, ત્યાં બેઠા શંભુદેવ ચાલી લોક વાંણિ ગત માંઈ વીમરસ ભાંખે ત્યાં બેઠા બ્રહમા વિશ્નુ મહેશ્વર હો સ્વામીજી ત્યાં બેઠા બાર કલાસું સુરજ ત્યાં સોળા કળાસું ચાંદો ત્યાં બેઠા દેવ નિરંજન ગોવીંદ નાથ હો સ્વામીજી ત્યાં બેઠા ગુરૂગત ગંગા ત્યાં બેઠા સાત શાહેર નવશો નવાણું નદીઓ હો સ્વામીજી જ્યાં કલશ થાય ઘટ થાપના ત્યાં બેઠા બાવા ગોરખજતી હો સ્વામીજી પ્રથમ સ્વામીજીયે આદ્ય કુંભ ઉપાવ્યો જે જીવ જાતા એકમના જાઇને કુંભની સેવા કરતવા તે ભવોભવ અમરાપુરી ભોગવંતા હો સ્વામીજી ગુરૂનર પ્રથમ ઘટ થાપ્યું તારે પેહેલાં મૃતલોક-માંહે માનવી નહીં અને ઇંદ્રા લોકમાં દેવતા નહિ હો સાંમીજી તારે ગુરૂનરને પાવળ પ્રમાણે ગુરૂનરના નુરની ઉપાઈ તે કળશમાં પાણી સાચનુ નાગ્યુ હો મુનીવરો તારે પહેલાં મંડાણ સુરજ ભવન રચ્યું હો સ્વામીજી બીજુ ચંદ્રમા ભવન રચ્યું હો સ્વામીજી ત્રીજુ ભવન તો રચ્યો તારા મંડણ રચ્યું હો સ્વામીજી ચોથુ ભવન તે ધરૂ ભવન રચ્યો હો સ્વામીજી પાંચમું તો ઇંદ્ર ભવન રચ્યું હો સ્વામીજી છઠું તો બ્રહમાંડ રચ્યું હો સ્વામીજી સાતમું ભવન મધે આકાશ પ્રકાશંતે સરવે થાને વસુંદ્રા બ્રહમાજ હો મુનીવરો પહેલું થાનક શેશનાગની ફેંણ ઉપર રાખ્યું સ્વામીજી બીજો થાનક ધમલા ધોરીના શીંગ ઉપર શેશનાગ રાખ્યો સ્વામીજી ત્રીજો સ્થાનક કાચબાના ફેણ ઉપર ધમલાધોરી રાખ્યો છે સ્વામીજી. ચોથો સ્થાનક મગરના વાંસા ઉપર કાચબો રાખ્યો સ્વામીજી, પાંચમું સ્થાનક માસા પંખી ઉપર રાખ્યો સ્વામીજી. છઠું સ્થાનક તો પાણી ઉપર માસ પંખી રાખ્યો સ્વામીજી. સાતમું સ્થાનક તો પવન ઉપર પાણી રાખ્યું સ્વામીજી. તમે રાખી ધરતી શેશનાગ આધારે અને શેશનાગ તે ધમલાધોરીને આધારે હો સ્વામીજી. ધમલાધોરી કાચબાને આધારે હો સ્વામીજી. કાચબો તે કરટ મગરને આધારે હો સ્વામીજી. મગર તો માસ પંખીને આધારે હો સ્વામીજી. માસ પંખી તો પાણીને આધારે હો સ્વામીજી. પાણી તો પવનને આધારે હો સ્વામીજી. પવન તો તમે પોતે ઉપાયો આપોહી આપ હો સ્વામીજી. પવનને આધારે મેદની ચઉદ ભવન હો સ્વામીજી. પવન તો તમે આપોહી આપ નિરંજન હો સ્વામીજી નિરંજનથી અહુંકાર હો સ્વામીજી અહુંકાર મધે આદ રૂપે ભવે બ્રહમા હો સ્વામીજી બ્રહમા વીધરતો અવતાર રૂપી દેત દેવતા મહિસરા એક મુરત ત્રણ દેવ કરતવા હો મુનીવરો શ્રી સતગુર હો વાચા હો સ્વામીજી તમે નિરંજનથી અવતાર ધર્યા. મજમેં ત્રણ લાખ વરસ.

## —સાત દિવસમાં વાર પ્રમાણે શું ઉપાવ્યું તે હકીકત.—

સંસાર પ્રકાશતે હો ઈ સરવે સતગુરૂ સીરજંતે હો સ્વામીજી, શુકરવારે સ્વામી સીરજી

ચાર ખાણુ હો સ્વામીજી, ચારહિ વાણુ ચોરાશી લાખ જીવા જોડ ચાંદો, સુરજ, પવન, પાણી, તમે શુકરવારે સીરજંતે હો સ્વામીજી, જમી માતાને દશ આસમાન તે તમે શનીવારે સીરજંતે હો સ્વામીજી, આદીતવારે સીરજંતે ચાર દીશુ ને ચઉદ ભવન હો સ્વામીજી, સાત શાહેરને નવસો નવાણું નદિયું તે તમે સોમવારે સરજ્યા હો સ્વામીજી, અસ્ટ કરોડ પરબતને નવકુળ નાગ ચોસઠ લાખ દેવીયું પેદા કહયા હો સ્વામીજી, તે મંગલવારને દહાડે હો સ્વામીજી, બુધવારને દહાડે સરજ્યા નવાણું કરોડ જંખ છપન કરોડ મેઘ બત્રીશ કરોડ કીનરે તેત્રીશ કરોડ દેવતા હો સ્વામીજી, ભીસપતવારે તમે સરજ્યા ગુરૂનર ચતુર ખાણુ હો સ્વામીજી.

## —ચાર ખાણુની હકીકત—

પરથમ જરેજ ખાણુ સરજંતે હો સ્વામીજી, જરેજ ખાણુ મધેથી કીયા લખણુ દોપગા અને કીયા લખણુ ચોપગા અને કયા લખણુ ખડચરા તમે કંથો હો દેવ મહેશ્વરા એક એક ખાણુ એકવીસ લાખ બંધાણા જરેજ ખાણુ મધે કોણુ કોણુ વસત પવીત્ર હો સ્વામીજી, અને કોણુ વસ્તુ વખાણીયે હો સ્વામીજી, જરેજ ખાણુ મધે ત્રણુ વસ્ત પવીત્ર હો સ્વામીજી, અને ત્રણુ વસ્ત વખાંણીયે હો સ્વામીજી, નરસીહી ને ગજાઇ નર રૂપી ભવે બ્રહમા સીંહિ રૂપીતો સીરજનહાર જનતીમે દેવી ને ગજા સોહિયે પણુ હમ દેવ સદા નિરંજન હો સ્વામીજી.

હવે ઇંડેજ ખાણુ મધે કયા લખણુ મોટા કિયા લખણુ વખાણીયે હો સ્વામીજી, કીયા લખસણુ જળચરા હો કીયા લખણુ પંખી જાત હો સ્વામીજી, ઇંડેજ ખાણુ મધે નાગ લોક જીવજાત મોટા વખાણિયે આઠ લાખ જીવ જળચરા અને ચતુર લાખ જીવ જાત પંખી એક નીરવાણુ હો સ્વામીજી, એકવિશ લાખ બંધાણુ ઇંડેજ ખાણુ મધે કોણુ વસ્ત પવીત્ર કોણુ વસત વખાંણીયે હો સ્વામીજી હંશ કોરભ ને ગરૂડ હંસ રૂપી ભવે તો ભરમા કારેવ રૂપેતો સીરજનહાર જંનદેવીને તો ગરૂડ સોહી એ પણુ હમે દેવ સદા નિરંજન હો સ્વામીજી.

ઉદબુદ ખાણુ મધે કયા લક્ષણુતો સુગંધ કયા લક્ષણુ તો કંધ મુડાહો સ્વામીજી, તમે કંથો હો દેવ મહેશ્વરા ઉદભોદ ખાણુ મધે તો નવ લાખતો સુગંધ કર્યા અને ચતુર લાખતો નીરગંધ કયા હો સ્વામીજી, અને અશ્ટ લાખ તો કંદમુળા કીયાં એક એક નીરવાણુ એકવીશ લાખ બંધાણુ હો સ્વામીજી.

ઉદભોદ ખાણુમધે કોણુ કોણુ વસત પવીત્રાં અને કોણુ કોણુ વસત વખાણીયે હો સ્વામીજી, ત્યારે ઉદભોદ ખાણુમધે ત્રણુ વસત વખાણીયે હો સ્વામીજી અને વોંણુ ને ચંદન હો સ્વામીજી. અનરૂપીતો ભવે બ્રહમા અને વોંણુ રૂપીતો સીરજનહારંજન અને દેવીને તો ચંદન સોહિયે પણુ હમ દેવ સદા નિરંજન હો સ્વામીજી.

સીંતેજ ખાંણુ મધે કીયા લક્ષણુા તારા અને કીયા લક્ષણુા તો મેગ મંડાણુ. કીયા લક્ષણુ તો પરબતા હો સ્વામીજી, તમે કંથો હો દેવ મહેશ્વરા હો સ્વામીજી સીંતેજ ખાણુ મધે તો નવ લાખ જાત તારા મંડાણુ હો સ્વામીજી, અને ચતુર લાખતો મેગ મંડાણુ ને આઠ લાખતો જાત પરબતા હો સ્વામીજી એક મંડાણુ એકવીશ લાખ બંધાણુ હો સ્વામીજી સીંતેજ ખાણુ મધે કોણુ કોણુ વસત પવીત્રા વખાણીયે હો સ્વામીજી, તારા ત્રાંબાને સોવન તારા રૂપીતો ભવે

બ્રહમા અને ત્રાંબા રૂપીતો સીરજનહારજંન તમ દેવીને તો સોવન, સોહિયે પણ હમ દેવ સદા નિરંજન હો સ્વામીજી, ચતુર ખાણ સીરજંતે હો સ્વામીજી, આસણ બેસણ કરી જાણો હો સ્વામીજી, સતગુરૂ બોલ્યા સફયત સફાનતી વાંણ.

## —ત્રણ દેવની ઉત્પતી.—

એટલા જુગતો રમત કરતા વહી ગયા હો સ્વામીજી, તારે સ્વામીજીયે એક શક્તિ દેવી પેદા કીધી હો સ્વામીજી તે શક્તી લઈને અલગી મેલી હો સ્વામીજી, ત્યારે શક્તિયે જાણ્યું છે જે હું છું તારે સ્વામીજીના મંન માંહેથી શક્તીની જીભીયાને તેજ મેલ્યું છે પચાસ લાખ જુગ પછે નાભ કમળથી ભવે બ્રહમા થયા છે તારે સ્વામીજી મુખથી જીભીયા તેજ શક્તીને મેલ્યું તારે ચાલીસ લાખ જુગ પછી સ્વામીજીયે મુસ્તક થકી વિધરૂ રૂપ પેદા કીધું તારે સ્વામીજીયે શક્તિમાં તેજ મેલ્યાં તારે પછે સાઠ લાખ જુગ પછે સ્વામીજીયે મુસ્તકથી તેજ શક્તી જભા મુકયું હો સ્વામીજી, અમતર વીધીયા તે ઇશ્વર પેદા કર્યા હો સ્વામીજી, ત્રણ દેવ પેદા કર્યા હો સ્વામીજી, તારે છત્રીશ જુગ ચોરાશી ચોકડી વઇ ગયા પછે નરજી બોલ્યા જે વેદ ગયા તે જાવા દો, નવ વેદ પેદા કરો, નહી તો કાયર થઈને ઉભા રહો.

ત્યારે બ્રહમાએ કહયું જે અમે છત્રીસ જુગ ચોરસી ચોકડીએથી અમે નાનેરાભાઈ, ત્યારે પછી ઈશ્વર ઢુંઢે ઢુંઢે કરે વિચાર, આવી ઉભા વિશનુ મહારાજ કે પાસ, એ વિશનુ મહારાજ કીપા કરો–કરો વેદની સાર હો સ્વામીજી; ત્યારે વિશનુ બોલ્યા જે વેદ ગયા તો જાવા દયો, નવા વેદ પેદા કરો, બ્રહમા વિશનુ ને મહેશ્વર પોતે પેદા કર્યા હો સ્વામીજી.

## —ધર્મની ઉત્પતી અને ઘટપાટની સ્થાપના તથા સૃષ્ટિની ઉત્પતી.—

ત્યારે ચાર પુતલાં મેરને માથે પેદા કર્યાં હો સ્વામીજી, તે ધરમ શાળાએ બેઠા હતા હો સ્વામીજી, હવે ચાર પુતલાં બેઠા હતા જ્યાં સ્વામીજીયે મુસ્તકથી તેજ નાખ્યું છે ત્યાં જાણ આદ્ય પેદા કર્યા હો સ્વામીજી, તારે ધરમ જમણે ખંભે પેદા કર્યો હો સ્વામીજી અને બ્રહમા મહેશ્વર વીધરૂને ધરમ પુછવા લાગે. કહેવા લાગો જે તમારો કોણ ધણિ છે ત્યારે બ્રહમાજીયે કહ્યું છે જે હમારો તમારો ધણી શ્રી પરમેશ્વર છે હો સ્વામીજી, અને તેને પાઈ લાગા ત્યારે ધરમને કાજે સ્વામીજીયે મુખથી અખેપાત્ર આપ્યું છે હો સ્વામીજી, ત્યારે ધરમ લઈને ગુરૂબ્રહમાજીને આપ્યું છે હો સ્વામીજી, ગુરૂબ્રહમાજીયે ઘટપાટ થાપ્યું છે હો સ્વામીજી ત્યારે ગુરૂ બ્રહમાજીએ એક નુરની છાંટ નાંખી ત્યારે સાત સમુદ્ર પેદા કર્યા છે હો સ્વામીજી, ત્યારે સતગુરૂ બ્રહમાજીયે બીજી નુરાની છાંટ નાખી છે ત્યારે અસ્ટ કરોડ પરબત પેદા કર્યા હો સ્વામીજી ત્યારે સતગુરૂ બ્રહમાજીયે ત્રીજી નુરાની છાંટ નાખી ત્યારે નવાણું કરોડ જંખ, છપન કરોડ મેગ, બત્રીશ કરોડ કીનર તેત્રીશ કરોડ દેવતા અને સાત રખી રાહો ચાંદો, સુરજ, તારા, મંડળ સરવે સેસ્ટી પેદા કીધી છે હો સ્વામીજી.

ત્યારે સતગુરૂ બ્રહમાજીયે ચોથી નુરાની છાંટ નાખી છે ત્યારે જેટલા સીંતેજ ખાણના જીવ, જેટલા ઇંડેજ ખાણના જીવ, જેટલા ઉજભોજ ખાણના જીવ, જેટલા જરેજ ખાણના જીવ, ઈ ચાર ખાણના ચોરાશી લાખ જીવાજોડ કરતવા હો સ્વામીજી, તે પ્રેમ બ્રહમાજી થાપ્યા હો

સ્વામીજી, ત્યારે બ્રહમાજીના મનમાંહેથી મોટાઈ આંણી છે જે સેસ્ટી તો મેં નીપાઇ હો સ્વામીજી, ત્યારે વેદનું અજવાળું હતું એક કલપ ધંધુકાર સુધી હો સ્વામીજી, ત્યારે બ્રહમાના મનમાં મોટાઇ આવી તે પહેલાં બંધણુ હો સ્વામીજી, એસા પુરૂશ જુગો જુગ ધંધુકારે જુગો જુગ અહુનાદ ગુરૂકે છોડા શકતી દેવી કે છોડો ઇ શકતી દેવી જાયા તેનો પુત્ર બ્રહમા ઈ વીધરૂ મહેશ્વરા હો સ્વામીજી;

## —ત્રણે સુરતને ઉપજેલો અહંકાર.—

ત્યારે બ્રહમા કહે જે સેસ્ટી હમારી હો જલે બ્રહમા; થલે બ્રહમા, આકાશે બ્રહમા, પાતાલે બ્રહમા, ઘર મેર પરબતે બ્રહમા; ઇ સરવે માયાહમારી હો સ્વામીજી.

ત્યારે ધરમે કહ્યું જે સુણો હો ગુરૂ બ્રહમાજી તમે ન જાણો સેસ્ટકા ભેદ સેસ્ટ કરતા કોઈ દુજા દેવ ચતુર ભોજકી કળા સારી ઈ નઈ સેસ્ટી તમારી હો સ્વામીજી.

ત્યારે ઈશ્વરે કહ્યું જે તમે સુણો હો ગુર બ્રહમા જલે ઇશ્વર; થલે ઈશ્વર, આકાશે ઈશ્વર, પાતાલે ઇશ્વર, થર મેર પરબતે ઈશ્વર, ઇ સરવે માયા હમારી હો સ્વામીજી.

ત્યારે ધરમે કહ્યું જે તમે સુણો ઇશ્વરો તમે ન જાણો સેસ્ટકા ભેદ સેસ્ટી કરતા કોઈ દુજા દેવ ચતુર ભોજકી કળા સારી ઇ નઇ સેસ્ટી તમારી હો સ્વામીજી.

ત્યારે શકતી બોલ્યા તમે આજ કાલના છોકરા છો તમે શું જાણો સેસ્ટીકી વાત, જલે દેવી, થલે દેવી, આકાશે દેવી, પાતાલે દેવી, મઇ મંડળે ઘેર મેર પરબતે દેવી, એ સરવે માયા હમારી.

ત્યારે ધરમ બોલ્યા તમે સુણો હે દેવી તમે ન જાણો સેસ્ટકા ભેદ, સેસ્ટી કરતવા કોઈ દુજા દેવ. ચતુરભોજકી કળા સારી એ નઈ સેસ્ટી તમારી હો સાંમીજી.

ત્યારે શ્રી નારાયણે કહ્યું દઈતને જે તમે વેદ હરી જાવો ત્યારે દઈત વેદ હરી ગયો, ત્યારે અંધકાર થઈ રહયો, ત્યારે ગુરૂ બ્રહમા ઢુંઢે ઢુંઢે કરે વિચાર આવી ઉભા વિશનુ મહારાજ કે પાસ; એ વિશનુ મહારાજ કીરપા કરો, કરો વેદની સાર ત્યારે છત્રી જુગ ચોરાશી ચોકડી તો વઈ ગયા, પછે નર બોલ્યા વેદ ગયા તો જાવા દયો, નવા પેદા કરો, નહિં તો કાહેર થઈને બેસી રહો.

ત્યારે ઈશ્વર ઢુંઢે ઢુંઢે કરે વિચાર આવી ઉભા વિશનુ માહારાજ કે પાસ, એ વિશનુ મહારાજ કીપા કરો; કરો વેદની સાર. ત્યારે સાહેબજી બોલ્યા વેદ ગયા તો જાવા દયો, નવા વેદ પેદા કરો, નહિં તો કાહેર થઇને બેસી રહો.

ત્યારે આદ્ય શક્તિ ઢુંઢે ઢુંઢે ને કરે વિચાર આવી ઉભા વિશનુ કે પાસ, એ વિશનુ મહારાજ કૃપા કરો, કરો વેદની સાર. ત્યારે શ્રી સાહેબજી બોલ્યા વેદ ગયા તો જાવા દીયો, વેદ પેદા કરો, નહિ તો કાહેર થઈને બેસી રહો.

ત્યારે પીર ઇમામશાહાકી વાચા, ગુરૂ. સમા તોલ નહિ, ચંદા નહી, સુરજ ગુરૂ સમા તોલ નહી પવન નહિ પાણી, ગુરૂ સમા તોલ નહિ ધરતી, નહિ આકાશ, ગુરૂ સમા તોલ નહિ રાગ, નહિ ભાખા, ગુરૂ સમા તોલ નહિ દેવી, નહિ સેસ્ટી, ગુરૂ સમા તોલ નહિ જોગ, નહિ

જુગત, ગુરૂ સમા તોલ નહિ ત્રિલોક; ગુરૂ સમા તોલતો કોઈ નહિ હો સામીજી, ગુરૂ પ્રસાદે હુઇ મુક્તી હો સ્વામીજી.

એસા તો સત વિશનુ પાત્ર અવતાર હો સ્વામીજી, દુતીયા બ્રહમા હો સ્વામીજી, બ્રહમા આદ વિશનુ તે ગુરૂ નર વિના જે બીજો ગુરૂ કહેવાસે તે તો કુંભી નરગે પડશે જુગો જુગ ને ભવોભવ જાસે રસાતળ હો સ્વામીજી, એ ગુરૂ નર એક તન હો સ્વામીજી.

## —પહેલો જાયલા કલપ—

શ્રી સતગુર વાચા હો સ્વામીજી, હવે પેલા કલપ જાયલાનું મંડાણ માંડતે, હો સ્વામીજી, પરથમ નોમુ છમછર વઇશાક ૦)) અમાસ વાસ્રી આદિતવાર નક્ષત્ર મુળને દહાડે તમે જાયલા કલપનું મંડાણ થાપ્યું હો સ્વામીજી; જાયલા કલપની શાખા પાછલી રાત પાછલો પહોર કહીએ. પરથમ જાયલા કલપ મધે તમે ચતુર જુગ થાપંતે હો સ્વામીજી; બત્રીસ કરોડ, બત્રીસ લાખ, બાવીશ હજાર ગોહો મારધ, જુગ પ્રમાણ હો સ્વામીજી, (૧) છવીસ કરોડ ને ત્રેવીશ લાખ ને બાવીશ હજાર ગોવરધ જુગ પ્રમાણ હો સ્વામીજી, (૨) બાવીશ કરોડ બાવીશ લાખ બત્રીશ હજાર મહા વિધ પ્રમાણ હો જુગ સ્વામીજી, (૩) અઢાર કરોડને બાવીશ લાખ ચોવીશ હજાર નીધ જુગ પ્રમાણ હો સ્વામીજી, (૪) જમલે નવાંણુ કરોડ જાઇલા કલપના હો સ્વામીજી, તે જુગ ચાર મલી જમલે સ્વામીના રૂપ ચાર પરવરતંતે હો સાંમીજી, હવ કવ ધરમ કેશવ સ્વામીના રૂપ ચાર પરવરતંતે હો સ્વામીજી, ત્યારે વેદ તો રૂગવેદ ભણુતા હો સાંમીજી, ભાખ્યા પ્રમાણે મુખી એક (૧) માજ દેવતો ગુર બ્રહમાને પુજતા તે દેવ તો દેવ ગોડ ગોડીનાઈના નવાણું કરોડ જંખ સ્રીર પુજતાં તે જંખની ઈસ્ત્રી પોષવંતી સ્ત્રી રહેતી એક લાખ વરસ રહેતી જખસ્રીરની સ્ત્રી દાન દેતી તારે વાચા ફળ ઓધાન રહેતું તારે નેવું લાખ વરસ તે બાલક ગીરભાસ્થાન રહેતું હતું તારે તે બાલક પાંચ વરસનું ઉપજતું તે બસો તાડ તે માણસ ઉંચુ હતું એકસો તાડ તે માણસ અગીરસ હતું તે નવાણું કરોડ નીરવાણ હો સાંમીજી, જાઈલા કલપની નવાણું કરોડ નીરવાણ હો સાંમીજી, તારે ધરમ તો વીશ વસા, પાપ તો નાસ્ત ભવે તારે ત્રણ લાખને ચોરાશી હજાર ત્રણસો ગીરણ (ખાંના) હતા ખાંના તો ગુબત ભવે તે ઈ માંહે નવાણું કરોડ તો નીમધારી તે સરવે રખીસર સતપંથ ધ્યાયવ અંતે સતપંથ સરેવતા સરવે દેવ રખીસર દેવની કાયા લક્ષમી સંપૂર્ણ પરવરતંતે તારે રખીસર રતન પદાર્થ કળસ મધે રાખતા નવાણું કરોડ રખીસર મોક્ષ મુગતી લહેતે.

તારે ધરતી એકવાર વાવતા તે સહસ્ત્ર વાર ફલ લેતા ગઉ કુંભ ચાર દુધ દેતી તે દુધ દેવ એક ભરખ ભોજન આહાર કરતા હો સ્વામીજી, કોઇ કેને નહી દુવતા હો સ્વામીજી. તેમાં નરગે કોઈ ન જાતા આવાગમનના સત સરવે સમતોલ સરગપુરી પોંચતા હો સ્વામીજી, તારે સ્વામી તમે જાયલા કલપ મધે વીશુધરા જલ કરતવા હો સ્વામીજી સરવે વીરખા પરવરતંતે મુસ્તક જલ પરવરતંતે તેજ કરતવા તારે ધરૂ તારા મંડળ સુધી સરવઈ જલ કરતવા હો સ્વામીજી, પરભાસત લખ ચોરાશી જીવ જોડ મસ્તક કરતવા હો સ્વામીજી, તમે ચતુર ખાણ બુજતે હો સ્વામીજી, એક કહીયું સરવે મસ્તક ભવો સરવે જાત ભવનમધે તદા વીશ્વનું સુરત

આવણા હો સ્વામીજી, ત્યારે સરવે નીર નીસરી જાતું તદા તમે વાયક ઓચરતે હો સ્વામીજી; તમે મુકી કીડી પરાગણને પાંદડે ઉપર મુકી હો સ્વામીજી, તમે તે કીડીને ફરમાન કીયા હુકમ તેરેસે કીડીયે છલા ખોલ્યા ચઉદ ભમણનું પાણી ને માંઈ સમાણા હો સ્વામીજી, જાઈલા કલપની શાખા જુગ ચારની પુરી સંપુર્ણ સમાપ્ત ભવસતે.

## —બીજો ફાયલા કલપ—

પીર ઇમામશાહા હો વાચા બીજા ફાયલા કલપનું મંડાણ મંડતે હો સ્વામીજી, તે મધે અગતીયા કલપનું મંડાણ હો સ્વામીજી, અનત અનત વનસ્પતિ પ્રકાશ કરતવા હો સ્વામીજી, અનત અનત વનસ્પતી ફળ કરતવા હો સ્વામીજી, વનસ્પતી માંહેથી અનત અનત અન ભરખ ભોજન આહાર કરતવા હો સ્વામીજી; અનત અનત ચાર ખાણી માંહેથી પ્રગટ કરતવા હો સ્વામીજી, ચાર ખાણ, ચાર વાણ, માંહેથી લખ ચોરાશી જીવા જોડ પ્રગટ કરતવા હો સ્વામીજી, ફાઈલા કલપનું મંડાણ માંડતે હો સાંમીજી, છમછર નોમું સીરજંતે હો સાંમીજી, નામ છમછર આસાડ ઉતરતે અને શ્રાવણ બેસંતે અમાસ વાર સોમવાર નક્ષત્ર અનુરાધાને દહાડે ફાઈલા કલપની સાખા જુગ ચારની પરથમ કહીયે શ્રી વીસ કરોડ બાવીશ લાખ વીશ હજાર ઈ નીધ જુગ પ્રમાણ હો સાંમીજી (૧) પંદર કરોડ બાવીશ લાખ વીશ હજાર ગીરધ જુગ પ્રમાણ હો સાંમીજી (૨) બાર કરોડ ત્રેવીશ લાખ વીશ હજાર પ્રેમ જુગનું પ્રમાણ હો સાંમીજી (૩) આઠ કરોડ બત્રીસ લાખ ચાલીશ હજાર નુલ જુગ પ્રમાણ હો સાંમીજી. (૪) જુમલે કરોડ છપન ફાઈલા કલપ જુગ ચારનુ જુમલે સાંમીજીના રૂપ ત્રણ (૩) પરવરતંતે હો સાંમીજી, કવલ ૧ તવ ૨ ઉણાદ ૩ ઈ રૂપ ત્રણ (૩) પરવરતંતે હો સાંમીજી, તારે દેવ છપન કરોડયું નીમધારી તે મધે વામાપુર મધે દેવતા પુરવ દીશ નમસકાર કરતવા હો સાંમીજી, તારે વેદતો જુજર મધે દેવતાયે પ્રમાણયું મેઘની ઈસ્ત્રી પોષવંતી રહેતી ઈ દશ હજાર વરસ પોષવંતી રહેતી તારે ઇસ્ત્રી દાન દેતી વાચા ફળ ઓધાન રહેતું એકવીશ લાખ તથા બે હજાર પીસતાલીશ વરસ બાલક ગીરભાવસે ઉપજતું એકશો પચાશ તાડ માણસ ઉંચું હતું પીસતાલીશ તાડ (હાથ) માણસ પેલું હતું તે છપન કરોડ વરસ જુગ ચારની આવરદા ભોગવતા હો સ્વામીજી, ત્યારે ધરમ તો વીસ વાસા, પાપ તો નીસંત ભવોભવ, તારે એક લાખને શુડતાલીશ હજાર સાતસો, ગીરણ (ખાના) હતા તે માંહે છપન કરોડ નીમધારી હો સાંમીજી, સરવે રખીસર સતપંથ ધ્યાવંતે હો સાંમીજી, સરવે રખીસરને દેવની કાયા લક્ષ્મી સંપૂર્ણ પરવરતંતે એક વાર ધરતી વાવંતે તે પચાશ વાર ફલ લભીયંતે ગઉ કુંભ (ઘડા) ત્રણ દુધ દેતી (૩ાા) મણને મજમે દેતી તે દુધ દેવ એક ભરખ ભોજન આહાર કરતવા હો સાંમીજી, તારે કોઇ કેને નઈ દુવતા તે માંહે મુખી એક મેઘ દેવતાનું નામ તો મેઘ દેવતા ગુરૂ બ્રહમાને મનતા તદા ડાગ ગુબત ભવોભવ તે માંહે તો નરગે કોઇ નહી જાયઅતે તારે આવાગમન નહિ હોતા ફાઈલા કલપ સરવે સમતોલ પોંચતા હો સ્વામીજી; ફાઈલા કલપ મધે સ્વામી તમે વસુંધરા પવિત્ર જલ કરવતા હો સાંમીજી; સરવે વીરખા પરવરતંતે મુસતક માંહે ગરજતા જે ચઉદ ભ્રમણ સુધી જલ પ્રકાશંતે તદા સરવે નીર નીસરી

જાતું હતું હો સાંમીજી, તારે સરવે જીવાજોડ મરતું કરતવા હો સાંમીજી; તારે ચતુર ખાંણ્યું ભાજતે ભરન મધે વીશ્નુ મુરત અવીચલ કરતવા હો સાંમીજી, ત્યારે તમે પરાગ વડને પાંદડે વીશ્નુ મોરારી ત્યારે તમ પાસે એક બ્રહમા મહેશ્વર હતા શ્રી ગુરૂકથો વીશનુ નારાયણ એક મુરત ત્રેઇ દેવતા તારે સ્વામી તમે જણા ત્રણ ભેદ કરતવા વાયક ઓચરંતા હો સાંમીજી, એક કીડીકું પેદા કરી પ્રાગ વડના પાંદડા ઉપર રાખી હો સાંમીજી, એક કીડીકું ફરમાન કીયા હુકમ તેરેસે કીડી છલા ખોલા ચઉદ ભમણનું પાણી તેમાં સમાણું હો સાંમીજી, વસુંધરા પવીત્રા કરતવા હો સાંમીજી, ફાઈલા કલપના જુગ ચાર તેની શાખા સંપુર્ણ સમાપ્ત ભવસ્તો પુરી પ્રમાણ હો સાંમીજી.

## —૩ જો અરજા કલપ—

સ્વામી તમે અગતીયા ત્રતીયા અરજા કલપનું મંડાણ માંડયું હો સ્વામીજી, ત્યારે અનત અનત વનસ્પતિ કરતવા હો સ્વામીજી, અનત અનત ભરખ ભોજન કરતવા હો સ્વામીજી, ચાર ખાણમાંથી અનત જીવાજોડ પેદા કરતવા હો સાંમીજી, અરજા કલપનું મંડાણ માંડતે હો સાંમીજી છમછર વસતા નામ છમછર ચઈતર ઉતરતે વઈશાખ બેસતે વઈશાખ વદી ૦)) ભેસતરવારને દીને નક્ષત્ર અસવરણી દહાડે અરજા કલપ થાપ્યો હો સ્વામીજી, અરજા કલપની ચાર જુગની શાખા ગુરૂ કહે તેર કરોડ બત્રીશ લાખ વીશ હજાર જુગ પરમાણ હો સાંમીજી, (૧) નવ કરોડ બાવીશ લાખ ત્રીશ હજાર તે ચકર જુગ પ્રમાણે હો સાંમીજી, (૨) છ કરોડ તેવીશ લાખ વીશ હજાર બેદુ જુગ પ્રમાણે હો સાંમીજી, (૩) ત્રણ કરોડ બાવીશ લાખ ત્રીશ હજાર તે નીલ જુગ પ્રમાણે હો સાંમીજી, (૪) અરજા કલપ મલી જુમલે કરોડ બત્રીશ અરજા કલપની જુગ ચારની મલી જુમલે સાંમીજી, રૂપ બે હો સ્વામીજી ઉતરા (૧) હરિતક (૨) એ બે રુપ પરવરતંતે હો સ્વામીજી, તારે દક્ષણ નમસ્કાર કરતવા હો સ્વામીજી, વેદ તો શામવેદ કીનર કરોડ બત્રીસની સ્ત્રી પોષવંતી રહેતી એક હજાર વરસ રહેતી. અરજા કલપમાં સ્ત્રી દાન દેતી, સ્ત્રી પુરૂશ મલી વાચાફળ ઓધાન રહેતાં તેત્રીસ હજાર વરસ બાલક ગીરભાવાસમાં રહેતું હતું. તે બાલક પાંચ વસ્ત્રસું ઉપજતું હતું. ત્યારે માણસ એકસો તાડ (પોતાના) ઉંચો હતો અને વિશ તાડ માણસ પહોલો હતો. કીનર કરોડ બત્રીસ જુગ ચાર મળી મજમે કરોડ બત્રીસ આવરદા હતી. તેમાં દાન તો ગુબત દેતા, ભવે મુખી એક મેગ દેવતા સદા ફળતવા. કીનર કરોડી ભત્રીસ ગુરૂ બ્રહમાને પુજંતા હો સ્વામીજી, ધર્મ વિશ વશા પાપ તો નાસંત ભવોભવ. એક લાખ ને બત્રીશ હજાર તો ગીરણ (ખાનાં) હતાં, ત્યારે ધરતી તો એક વાર વાવંતા તે ત્રીશ વાર ફળ પામતા. ગઉ કુંભ બે દુધ દેતી તે મણ પચીશ પકા મજમે તે દુધ એક દેવ ભરખ ભોજન આહાર કરતવા હો સ્વામીજી, ત્યારે કોઈ કેને નહિ દુવતા, આવાગમનતો નાસંત ભવોભવ તે માંહે તો નરગે કોઇ નહિ જાતા હો સ્વામીજી, સરવે રખીસર સત ધરમ સતપંથ ધ્યાવતા હો સ્વામીજી, સરવે રખીસર દેવ પંડીત કાયા હો સ્વામીજી, લક્ષમી સંપુર્ણ પરવરતંતે હો સ્વામીજી, કીનર કરોડ બત્રીશ મધે લીલ ચકર પુજતા હો સ્વામીજી, અરજા કલપ સરવે સમતોલ સરગાપુરી પહોંચતા હો સ્વામીજી, તારે કીનર

૨

કરોડ બત્રીશ સ્વામીજી, અરજા કલપ મધે મોક્ષ મુગતી લભીયંતે હો સ્વામી તમે વસુંધરા હો સ્વામીજી. જલ કરતવા મીંહિ ગરજતા હો સ્વામી તારે ધરૂમંડળ સુધી પ્રકાસ જલ કરતવા હો સ્વામીજી. તારે સરવે જોઈ મ્રત કરતવા હો સ્વામીજી, તારે ચતુર ખાણુ ભાજતી હો સ્વામીજી, સરવે મૃત કરતવા ભવોભવ એક વીશનવ મુરત અવીચલ તારે પરાગ વડને પાંદડે સહેન મોરારી બાલા મુકંધ જલ મુસ્તક કરતવા હો સ્વામીજી, ત્યારે તમ પાસ એક દેવ ભીરમા ગુરૂ કંથો, દેવ મહેશ્વરા કંથો. કંથો દેવ નારાયણુ એક મુરત ત્રણુ દેવતા હો સ્વામી, તમે વસુંધરા કરતવા ત્યારે સરવે નીર નીસરી જાતું; ત્યારે તમે વાયક ઓચરતા હો સ્વામી, તારે તમે એક કીડી પરાગવડને પાંદડે રાખી હતી હો સ્વામી; તારે તમે કીડીકું ફરમાન કરતા હુકમ તેરેસે કીડી છલા ખોલ્યા ચઉદ ભમણુતું પાણી તેમાં સમાણું તારે વસુંધરા ભેદ કરતવા હો સાંમીજી, તમે વસુંધરા ભેદ કરતવા હો સાંમીજી, તમે વસ્તો સરવે પવિત્ર કરતવા હો સ્વામીજી, એ ત્રણુ કલપ મલી મુજમે સ્વામીજીના અવતાર પાત્ર રૂપ ૪-૩-૨ ધારજંતે હો સાંમીજી, પેલા જાઈલા કલપ મધે રૂપ ૪ ચાર પરવરતંતે હો સાંમીજી. બીજા ફાઈલા કલપ મધે રૂપ ૩ ત્રણુ પરવરતંતે હો સાંમીજી, ત્રીજા અરજા કલપ મધે રૂપ બે ૨ પરવરતંતે હો સાંમીજી, એ કલપ ત્રણુ મલી જુમલે જુગ બાર ૧૨ ની ૧૨ શાખા પરાગવડને પાંદડે તમે મેલી કીડી હો સાંમીજી. તદા સંસાર મધે પાત્ર ૯ નવ પુજંતાં હો સાંમીજી, ત્રણુ કલપ મલી મુજમેં ભગત કલપ ત્રણુ મધે કોણુ કોણુ ઓધારયા હો સાંમીજી, જાઈલા કલપ મલી મુજમેં ચાર જુગની શાખા તેમાં કરોડ નવાણું જંખ તારયા હો સાંમીજી, ફાઈલા કલપ મધે જુગ ચાર મલી મજમેં છપન કરોડ મેગ તારયા હો સાંમીજી, અરજા કલપ મધે મલી મુજમેં જુગ ચાર કીનર કરોડ બત્રીસ તારયા હો સાંમીજી, તે સરવે મલીને ત્રણુ કલપમાં મુજમેં એકસોનેસત્યાસી કરોડ દેવતા ઓધરયા હો સાંમીજી, તારે ત્રણુ ટોળાં મલી મુજમેં જાઈલા કલપ મુજમેં ત્રણુ લાખ ચોવીશ હજાર ત્રણુસો તદા ગીરણુ (ખાના) હતાં ફાઈલા કલપ મધે જુગ ચાર મલી મુજમેં એક લાખ ને વીશ હજાર તદા ગીરણુ (ખાના) હતાં અરજા કલપ મીલી મુજમેં જુગ ચાર એક લાખ સુડતાલીસ હજાર સાતસો ગીરણુ (ખાના) હતાં એવા ત્રણુ કલપ મલી જુગ બાર મીલી મુજમેં ભાખ્યા એકાકાર કરતવા હો સાંમીજી, ત્રણુ કલપમાંએ દેવતા દાન દેતા, જાઈલા કલપમાંએ દેતા દાન રતન પદાર્થ હો સાંમીજી, ફાઈલા કલપ જુગ ચાર મીલી મુજમે દાન દેતા હિરા પદાર્થ પુજા કરી રાખતા હો સાંમીજી, અરજા કલપ ચાર જુગ મલી મજમે દેતા દાન લાલ ચકર પુજા કરી રાખતા હો સાંમીજી. ત્રણુ કલપ મલી જુગ બાર મલી દેવ પરણુામ કરતવા જાઈલા કલપ જુગ ચાર મધે સ્વામીને ઉત્તર દીશે નમસ્કાર કરતવા હો સાંમીજી ફાઈલા કલપ જુગ ચાર મધે સાંમીને પુર્વ દીશે નમસ્કાર કરતવા હો સાંમીજી, અરજા કલપ મધે જુગ ચાર મીલી સાંમીને દક્ષીણુ દીશે નમસ્કાર કરવતા હો સાંમીજી, ત્રણુ કલપ મધે ધરતી નીપજતી હો સાંમીજી જાઈલા કલપ મધે એકવાર વાવતા તે સહસ્રવાર ફલ લેતા હો સાંમીજી, ફાઈલા કલપ મધે એકવાર ધરતી વાવતા તે પચાસવાર ફલ લેતા હો સાંમીજી, અરજા કલપ મધે ધરતી એકવાર વાવતા તે તેત્રીસવાર ફલ લેતા હો સાંમીજી, ત્રણુ કલપ મધે કામધેન દુધ દેતી જાઈલા કલપ મધે ગઉ ચાર કુંભ

દુધ દેતી તે મણ પચાસને મજમેં દેતી, ફાઇલા કલપ મધે ગઉ ત્રણ કુંભ દુધ દેતી, તે મણ સાડી સાડત્રીશને મજમેં દેતી, અરજા કલપમાં ગઉ દુધ દેતી કુંભ બે તે મણ ૨૫) પચીશને મજમેં દેતી, ત્રણ ૩ કલપ જુગ બાર ૧૨ સુધી વાચા ફલ રહેતાં ત્રણ કલપ જુગ બારનું મંડાણ સંપુર્ણ સમાપ્ત.

## —૪ થા ખલીફા કલપ—

પીર ઇમામશાહ હો વાચા હવે ખલીફા કલપનું મંડાણ માંડતે હો સાંમીજી છમછર નોમું છમછર ચઇતર ઉતરતે વઈશાખ બેસતે નક્ષત્ર પુખને દહાડે તમે ખલીફા કલપનું મંડાણ માંડતે હો સાંમીજી, ત્યારે અનત અનત વનસ્પતી પ્રગટ કરતવા હો સાંમી, વનસ્પતી માંહેથી અનેક અનેક ભરખ ભોજન પ્રકટ કરતવા હો સાંમીજી ચતુર ખાંણ માંહેથી લાખ ચોરાશી જીવાજોડ પ્રગટ કરતવા હો સાંમીજી.

## —(૧) કરતા ચુગ—

શ્રી સતગુરૂ હો વાચા સાંમીજી અગતીયા ખલીફા કલપ માંહે જુગ ચાર પરવરતંતે હો સાંમીજી, તમે કરતા જુગનું મંડાણ માંડતે હો સાંમી. કલપ ત્રણ મંડતે હો સાંમીજી, કલપ ત્રણમાં તમે પ્રાગવડને પાંદડે પોઢતા હો સાંમીજી. કરતા જુગે ઉત્તર સ્થાન પરવરતંતે હો સાંમીજી, માગશર એકાદશી અગીયારસને દીને આદીતવારને દહાડે કરતા જુગ પરવરતંતે હો સાંમીજી, કરતા જુગ થાપ્યો હો સાંમીજી, નોમું છમછર નક્ષત્ર અસવરણીયે બેઠો કરતા જુગ તે રૂપ પરવરતંતે હો સ્વામી પરથમ રૂપ શ્રી મછ, શ્રી મછની માતા તો શંખાવતી પીતા તો પ્રેમરૂપ, ગુરૂ તો માનધાતા શક્તીતો ચંદકા દેવી સ્વસ્થાન તો હંસપુર નગરી ક્ષેત્ર તો દવારામતી નગરી, નરે ડાર્યો દાનવ દાનવતો શંખાસુર પડતા ઉચરત રૂધવેદ ઉધરત ગાવંત્રી સાત વાર સતાવીશ નક્ષત્ર પંદર તીથી બાર કરણ સુરજ મંત્ર જાપ જંપતા રીખી રહ્યા રીખી સ્થાપી દર્ઈત સંધાર્યા જુગા જુગ સાહેબ અવતર્યા તે સાહેબસે ચીત લાવે તેના ધરમ વાધે ને પાપ ખેહે થાય નમો ભાઇ સાહેબજીના નામને નમો નારાયણુના નામને નમો જેણે નામે આપણો જીવ છુટે જેણે રૂપે આપણો શાહા પીર હોય તે રૂપને ધીયાઇયે ભાઇ તે રૂપને ધીયાઇયે આપણા સાંમીજીને ધ્યાવીયે હો સાંમીજી, સાંમીજીના ગુબત અવતાર પરવરતંતે હો સાંમીજી, સાંમીજીના ગુબત અવતાર લીખંતે હો સ્વામીજી, શ્રી મછના મનાયક અજમેર અગરસેન ઇછાકેત ભરેસપત અસુમીંત્ર પઉતર પડવીર વંશ શ્રી કોરંભ. શ્રી કોરંભની માતા તો કમળવંતી પીતા તો પડવીર ગુરૂ તો એકારખ. શક્તી તો અજીયા દેવી, સ્વસ્થાન મનોવર ક્ષેત્ર તો ભેસાસુર નગરી નરે ડાર્યો દાનવ તો મધુકીટક પડતાં ઓચરંતા રૂગવેદ ઓધરંતા ગાવંત્રી સાતવાર સતાવીશ નક્ષત્ર પંદર તીથી બાર કરણ સુરજ મંત્ર જાપ જંપતા રૂખી રહ્યા રીખી થાપી દર્ઈત સંધાર્યા જુગા જુગ સાહેબ અવતરયા તે સાહેબસે ચીત લાવે, તેના ધરમ વાધે ને પાપ ખહે થાય નમો ભાઈ શ્રી સાહેબના નામને નમો નારાયણુના નામને નમો જેણે જીવ છુટે જેણે રૂપે આપણો શાહાપીર હોય તે રૂપને ધ્યાઇયે ભાઇ તે રૂપને ધ્યાઇયે.

સ્વામીજીના ગુબત અવતાર તો પાંચ, પ્રગટ અવતાર તો એક ૧ શ્રી કોરભના બસરીયાત

દખીયાત, પ્રજાપત, અગરસેન, કદીમ, દોયલ શ્રી વંસ વારા શ્રી વારાની માતા તો પદમાવંતી પીતા તો દોયલપુર ગુરૂ તો સેજાનંદ. શક્તી તો બહુકા દેવી સ્વસ્થાન તો બગપુર નગરી ક્ષેત્ર તો માનસરોવર નગરી નરે ડાયોં દાનવ તો મોરડાંણુવ પડતાં ઓચરંતાં રૂગવેદ ઓધરંતા ગાવંત્રી સાતવાર સતાવીશ નક્ષત્ર પંદર તીથી બાર કરણુ સુરજ મંત્ર જાય જપતાં રખી રહ્યા રીખી થાપી દઈત સંઘારયા તે જુગાજુગ સાહેબ અવતરા તે સાહેબસે ચીત લાવે તેના ધરમ વધે ને પાપ ખેહે થાય નમો ભાઈ સાહેબજીના નામને નમો ભાઈ નારાયણુના નામને જેણે નામે જીવ છુટે જેણે રૂપે આપણો શાહાપીર હોવે તે રૂપને ધ્યાઇયે ભાઈ તે રૂપને ધ્યાઇયે.

ગુબત અવતાર તો છ પરવરતંતે હો સાંમીજી; પાત્ર અવતાર તો એક શ્રી નરસીંહ ગુબત અવતાર તો લખતંગ હો સ્વામીજી; શ્રી વારાના કેશવ ખત્રીવસ અસવ ઉનસ ખલીફત ગોતમ અંત હરીતક વંશ શ્રી નરસીંહ શ્રી નરસીંહની માતા તો કમળાવંતી પીતા તો હરીતક ગુરૂ તો અમરતેજ શક્તી તો સમઈયા દેવિ સ્થાન તો મુલસ્થાન નગરી ક્ષેત્ર તો કાશ્મીર નગરી નરે દાયોં દાનવ ત્યાં હરણાકંસ પડતાં ઉચરત રૂગવેદ ઉધરત ગાવંત્રી સાતવાર સતાવીશ નક્ષત્ર પંદર તીથી બાર કરણુ સુરજ મંત્ર જાપ જંપતા રખી રહયા, રખા થાપી દઈત સંઘારયા તે જુગાજુગ સાહેબ અવતરયા તે સાહેબસે ચીંત લાવે તેના ધરમ વાધે ને પાપ ખેહે થાય, નમો ભાઈ સાહેબજીના નામને નમો, નારાયણુના નામને નમો, જેણે જીવ છુટે, જેણે રૂપે આપણો શાહા પીર હોય તે રૂપને ધીયાવિયે, ભાઈ તે રૂપને ધીયાવીયે. કરતા જુગ માંહે સાંમીજીના પાત્ર અવતાર ચાર, શ્રી મછ, શ્રી કોરભ, શ્રી વારા, શ્રી નરસંગ કરતા જુગમાંએ ગુબત જાપ જપંતા, ચાર હો સ્વામી ગુરૂ બ્રહમા વેદ તો રૂગવેદ ભાંખયતા તે સરવે શીશ કરતવા હો સાંમીજી, તદા ગીરણુ (ખાનાં) તો બસોસીતેર ને પાંચ પરવરતંતે હો સાંમીજી, અને ફેરા તો પાંત્રીશ માનખા જનમ ભોગવતા હો સ્વામીજી, રાજા પેલાજ ગુરૂનર હેમપુરી નગરી માંઈ દેવ બોલ્યા ખાણ ચાર દરશન એક દિયંતે દાન તો કુંજર એકનું મુલ આપતા દાન દેતા વરતતો એકાદશી આતવારી અખંડ કરતવા હો સાંમીજી, તે જીવ અવગતીયા નહિ હોતા હો સાંમીજી, સાયના તો સનોનામ કરતા હો સાંમીજી. પ્રણુામ તેને રીખીસર સદાનાં ફળ લભી-યતા હો સાંમીજી, ત્યારે સ્ત્રી વરસ સાડા ચઉદ (૧૪॥) માસ એક (૧) દીન વીશ (૨૦) સુધી પોષવંતી રહેતી. કીરતા જુગમાં સ્ત્રી દાન દેતી, સ્ત્રી પુરૂશ વડે સામાન ઓધાન રહેતું, ત્યારે આઠસો તેત્રીસ વરસ માસ ચાર બાલક ગીરભાવાસે રહેતું, તદા એક લાખ વરસ આવરદા ભોગવતું, તાડ એકવીશ માણુસ ઉંચું હતું તાડ પાંચ માણુસ પોહલું હતું, ત્યારે દાન તો જળનું દેતા તદા લોક તો અસત નહિ બોલતા હો સાંમી. તદા સાડા ઓગણીસ વસા સત ધરમના હતા હો સાંમી. અરધો વસો પાપનો હતો હો સાંમી, ત્યારે કરોડ પંદર નીમધારી તેમાં કરોડ પાંચ આવાગમન પડયા હો સાંમીજી, કરોડી પાંચ તો અમર દોજકે ગયા હો સાંમીજી, પાંચ કરોડીયું તો મુક્ત હુવા હો સ્વામી, તે સતી લોક અમરાપુરી પોચંતા હો સ્વામી, ધરતી એકવાર વાવંતા તે પુરૂશ એકવીશવાર ફળ લેતા, ત્યારે ગઉ તો કુંભ (ઘડા) ૪ દુધ દેતી તે મણુ પાંચને મજમેં દેતી તે રીખીસર ભરખ આહાર ભોજન કરતા હો સાંમીજી, તે મધે દુઃખી કોઈ ન હોત હો સાંમીજી, લક્ષ્મી તો સંપુર્ણ, કોઈ કેને નવ દુવતા.

ફાગણ સુદી ૧૫) મંગળને દહાડે જ્યાં થંભમાંથી નરસિંહ રૂપે પ્રગટયા હો સાંમીજી; ત્યારે હરણાકંસ દઈતને તમે માર્યો, અને ભગત પ્રહલાદ તાર્યો ગુરૂ બ્રહમા સાથે પાંચ કરોડી-યેસે રાજા પ્રહલાદ મોક્ષ મુગતી લભીયંતે હો સાંમીજી, સતર લાખ અઠાવીસ હજાર (૧૭,૨૮,૦૦૦) કરતા જુગનું પ્રમાણ હુવા હો સાંમીજી.

સાતવાર સતાવિશ નક્ષત્ર, પંદર તીથી, બાર કરણ, સુરજ મંત્ર જાપ જપંતા રખી રહયા, રીખી થાપી દઈત સંઘારયા તે જુગાજુગ સાહેબ અવતર્યા તે સાહેબસે ચીત લાવે તેના ધરમ વાધે ને પાપ ખેડે થાય; નમો ભાઈ સાહેબજીના નામને નમો જેણે જીવ છુટે; જેણે રૂપે આપણો શાહાપીર હોય તે રૂપને ધીયાવીયે, ભાઇ તે રૂપને ધિયાવીયે-કરતા જુગ પુરો,

## —૨ જો ત્રેતા યુગ.—

ત્રેતા જુગનું મંડાણ માંડતે હો સાંમીજી, છમછર માંહે સુદ અનદ ચઉદસ ભોમે મંગલ-વારને દહાડે નક્ષત્ર પુખીયાને દહાડે ત્રેતા જુગ થાપ્યો હો સાંમીજી, ત્યારે ત્રેતા જુગ માંહે ગુબત અવતાર સાંમીજીના પરવરતંતે હો સાંમીજી, મનાયેક કઉચક રેપક કેશવઢણ કેશવરૂખ, વંશ શ્રી વાયમણ. શ્રી વાયમણની માતા તો લીણાવંતી, પીતા તો કેશવરૂખ, ગુરૂ તો બઉલોચન, શક્તિ તો કોયલાદેવી, સ્વસ્થાન તો વણથલી જુનાગઢ, ક્ષેત્ર તો કોયલાપુર પાટણ નરે ડાર્યો, દાનવ તે બળરાજા ચાંપ્યો પીયાળ ઉચરંતાય યજુરવેદ ઉધરત ગાવંત્રી, સાત વાર સતાવીશ નક્ષત્ર, પંદર તીથી, બાર કરણ, સુરજ મંત્ર જાપ જપંતા રખી રહયા. રાખી થાપી દઈત સંઘાર્યા એ સાહેબ જુગાજુગ અવતરા તે સાહેબસું ચીત લાવે તેનાં ધરમ વાધે ને પાપ ખેડે થાય નમો ભાઈ સાહેબના નામને નમો જેણે જીવ છુટે જેણે રૂપે આપણો શાહાપીર હોય તે રૂપને ધીયાઇયે ભાઈ તે રૂપને ધીયાઇયે.

ગુબત અવતાર તો ચાર પ્રગટ અવતાર તો એક શ્રી વાયમણ શ્રી વાયમણના માનધાતા પૃથ્વી જઈસિરીન જવલગણ વસે શ્રી પરશુરામ, શ્રી પરશુરામની માતા તો રેણુકાવતી, પીતા તો જવલગણ, ગુરૂ તો આકાશગુભ, શક્તિ તો તુલજાભવાની, સ્વસ્થાન તો ભોજપુર નગરી, ક્ષેત્ર તો પીરાણું પાટણ નરે દાર્યો દાનવ તો શેસ્ત્રાઅર્જુન પડતાં ઉચરંતા યજુરવેદ ઉધરત ગાવંત્રી સાતવાર સતાવીશ નક્ષત્ર, પંદર તિથી, બાર કરણ; સુરજ મંત્ર જાપ જપંતા રખી રહયા, રખી થાપી દઈત સંઘારયા, તે સાહેબ જુગાજુગ અવતરા તે સાહેબસું ચીત લાવે તેનાં ધરમ વાધે ને પાપ ખેડે થાય. નમો ભાઈ એ સાહેબનાં નામને નમો ભાઈ નારાયણના નામને નમો જેણે નામે આપણો જીવ છુટે જેણે રૂપે આપણો શાહાપીર હોય તે રૂપને ધીયાઇયે. ભાઇ તે રૂપને ધીયાઇયે.

ભાઈ ગુબત અવતાર તો છ પ્રગટ અવતાર તો એક શ્રી ફડસીરામ શ્રી ફડસીરામના રૂગ નુગ જુજીયાત કુભ અલીફ અજેપાલ, જસરત વંશ શ્રી રામ, શ્રી રામની માતા તો કઉશલ્યાવંતી, પીતા તો રાજા દશરથ, ભાઈ તો લક્ષમણ કુંવર, શક્તિ તો સીતા સતી, સ્વસ્થાન તો અજોધાપુરી નગરી, ક્ષેત્ર તો લંકાપુરિ નગરી, નરે દારેઓ દાનવ દશ મુસ્તકનો રાવણ પડતાં ઉચરંતા યજુરવેદ ઓધરંતા ગાવંત્રી, સાત વાર, સાતવીશ નક્ષત્ર, પંદર તીથી,

બાર કરણુ, સુરજ મંત્ર જાપ જપંતા રખી રહ્યા, રખી થાપી દઈત સંઘાર્યા, જુગાજુગ અવતરા તે સાહેબસે ચીંત લાવે તેના ધરમે વધે ને પાપ ખેહે થાય, નમો ભાઈ સાહેબના નામને, જેણે જીવ છુટે, જેણે રૂપે આપણો શાહા પીર હોય તે રૂપને ધીયાઈયે. ત્રેતા જુગ મધે પાત્ર ત્રણ વાયમણ, ફડસીરામ, શ્રી રામ. ત્રેતા જુગ મધે ભગત જાપ જપંતા, તારે ગુરૂ તો વસિષ્ઠ વેદ તો યજુરવેદ, ભગત તો રાજા હરિચંદ્ર, દરશણ તો એક ફેરા તો પચીશ માનખા તણા ગુરૂનર બોલ્યા, બગપુરિ નગરી માંહે વેદ બોલ્યા ભાખંતે પ્રમાણ કરતવા ખાણુ તો ચાર નામ દાન તો અશ્વદાન આપતા દેતા, દાન તો રૂપાનું દેતા, વ્રતતો ચઉદશી સોમવારી અખંડ કરતા, પ્રમાણુ તો દેવ અવગતિયા નહિ હોતા, દેવની કાયા તો નુરની તે દેવ નુર કરતવા હો સાંમીજી, તેનાં રખીસર ફળ લભીયંતા હો સાંમીજી, ત્રેતા જુગમાં સ્ત્રી પુરૂશ નજરા નજરે મળતાં તે દિન ઓધાન રહેતું, ત્યારે વરસ ૧ ને માસ ચાર તે સ્ત્રી પોષવંતી રહેતી ત્યારે વરસ ૩૦ ને માસ ૪ બાલક ગીરભાસ્થાન રહેતું ત્યારે દશ હજાર વરસની આવરદા હતી. ત્યારે માણુસ ચઉદ તાડ ઉંચુ હતું, સાડા ત્રણ તાડ માણુસ પોહળું હતું. ધરતી એકવાર વાવંતા ત્યારે ચઉદવાર ફલ લભીયંતા, ગઉ કુંભ ત્રણ દુધ દેતી તે મણ ચાર ને મજમેં દેતી તે દુધ એક દેવ ભરખ ભોજન આહાર કરતવા, ત્યારે મેદની દુઃખી ન કરતવા ત્યારે ગીરણ (ખાના) તો સીતેર ને પચાસ પરવરતંતે હો સાંમીજી, ચઈતર સુદિ નોમને દહાડે રાજા હરિશ્ચંદ્ર, તારા રાણી કુંવર રોહીદાસ તે સતસું વેચાણા હો સાંમીજી, કાશી નગરીમાં વિશ્વામિત્રને હાથે હો સાંમીજી, તારે દાગ તો વનનો દેતા તદા લોક તો અસત નહિ બોલતા, તદા ધરમ વેસુવા પનર પાપ વેસુઆ પાંચ તદા નીમધારી તો ક્રોડીયું એકવીશ તે માંહે સાત કરોડીયું તો આવાગમનમાં પડ્યા સાત કરોડીયું તો દોજકે ગયા, સાત કરોડીયું તો રાજા હરિશ્ચંદ્ર ગુરૂ વસિષ્ટ સાથે ગયા હો સાંમીજી, આસુ સુદ દશમને શનીવારે તે વારે રામે રાવણ માર્યો, આશો સુદ એકાદશને વાર ઈતવારને દહાડે સકરાંતને દિને રાજા હરિશ્ચંદ્રનુ ભરણ ભર્યું હો સ્વામી, તે સતગુરૂ બ્રહમા વસિષ્ઠને વાયકે ચાલ્યા હો સાંમીજી, તે મોક્ષ મુગત લહેતા હો સાંમીજી, બાર લાખને છનું હજાર ત્રેતાજુગનું પરમાણુ હો સાંમીજી. પુરી પુરણ ભવસ્તો હો સાંમીજી.

## —૩ જો દ્વાપર યુગ—

સ્વામી દ્વાપર જુગનું મંડાણુ માંડતે હો સાંમીજી, છમછર વેળાથી નામ છમછર માહાધ સરવધ અમાસ સોમવારી નક્ષત્ર કારતિકાને દહાડે દુતીયા પુરો જુગ થાપ્યો માંડયો હો સાંમીજી; દ્વાપર જુગ મધે તમે ગુબત અવતાર પરવરતંતે હો સાંમીજી.

શ્રી રામના પદમ જશવઢણુ વીરપાળ વાસુદેવ વંશ શ્રી કરશનજી કાન, શ્રી કાનની માતા તો દેવકીજી, પીતા તો વાસુદેવ, ગુરૂ તો વીદુરવ્યાસ, શક્તિ તો રાણિ રૂખમણી, સ્વસ્થાન તો ગોકુલપુરી નગરી. ક્ષેત્ર તો મથુરાપુરી નગરી, નરે ડાર્યો દાનવ તે કંસાશુર પડતા ઓચરંતા સામવેદ ઓધરતાં ગાવંત્રી સાતવાર સતાવીશ નક્ષત્ર પંદર તીથી બાર કરણુ સુરજ મંત્ર જાપ જપતા રખી રહ્યા, રીખી સ્થાપી દઈત સંઘાર્યા તે સાહેબ જુગાજુગ અવતરા તે સાહેબશું ચીત

લાવે તેનાં ધરમ વાધે ને પાપ ખેહે થાય નમો ભાઈ સાહેબના નામને નમો ભાઈ નારાયણના નામને નમો જેણે નમે આપણો જીવ છુટે જેણે રૂપે આપણો શાહા પીર હોય તે રૂપને ધીયાઇયે ભાઈ તે રૂપને ધીયાઇયે.

ગુબત અવતાર તો પાંચ પ્રગટ અવતાર તો એક શ્રી કાન શ્રી કાનના પરીક્ષિત જનમેજય સેશાનંદ સતાનંદ વીણવછરાજ વંશ શ્રી બુદ્ધ શ્રી બુધની માતા તો કરણાવંતી, પીતા તો વીણ વછરાજ, ગુરૂ તો હંસરાજ, શક્તિ તો હીરસાદેવી, સ્વસ્થાન તો ઉજેલપુર નગરી ક્ષેત્ર તો કુરૂક્ષેત્ર દીલ્લી નરે ડાર્યો દાનવ તો રગતવત દુરજોધન પડતાં ઉચરતાં સામવેદ ઓધરતાં ગાવંત્રી સાતવાર સતાવીશ નક્ષત્ર પંદર તીથી બાર કરણ સુરજ મંત્ર જાપ જંપતા રખી રહયા, રખી થાપી દાનવ સંઘાર્યા તે જુગાજુગ સાહેબ અવતરા તે સાહેબસે ચીત લાવે તેના ધરમ વાધે ને પાપ ખેહે થાય નમો ભાઇ સાહેબના નામને નમો જેણે જીવ છુટે જેણે રૂપે શાહા પીર હોય તે રૂપને ધ્યાઈયે ભાઇ તે રૂપને ધ્યાઇયે.

ગુબત અવતાર તો પાંચ પ્રગટ અવતાર તો એક પરવરતંતે શ્રી બુધ હો સ્વામી, દ્વાપર જુગ માંહે તો ભગત રાજા યુધિષ્ઠિર જપ તો ગુરૂ તો વિદુર વ્યાસ વેદ તો સામવેદ ભગત તો રાજા યુધિષ્ઠિર પાંચ પાંડવ ભાખ્યા કરોડ કરતવા હો સાંમીજી, દરશન તો એક ફેરા તો સોળ માનખા દેઈ તણા ગુરૂનર સાંમપરિ નગરીમાં દેવ બોલ્યા નીમ દાન તો ત્રાંબાદાન દેતા વ્રત તો અખંડ અમાસ સોમવારી કરતા હો સ્વામીજી, જીવ અવગતીયા નઈ હોતા હો સાંમીજી, ત્યારે સાઇના તો સદાજી કરતવા હો સાંમીજી, ત્યારે પરણામ તો દેવને કરતા હો સાંમીજી, તે શાહાના રખીસર ફલ પ્રાપ્તી લભતા હો સાંમીજી.

દ્વાપર યુગમાં સ્ત્રી દાન દેતી સ્ત્રી પુરૂશ તણે હાથોહાથ ઓધાન રહેતાં સ્ત્રી માસ એક દિન વીસ સુધી પોષવંતી રહેતી વરસ આઠને માસ ચાર દિન ત્રણ બાલક ગીરભાવસે રહેતું તદા ઇ એક હજાર વરસની આવરદા ભોગવતું સાત તાડ માણસ ઉંચું હતું. તાડ બે માણસ પોહળું હતું ત્યારે ધરતી એકવાર વાવતા તે સાતવાર ફલ લેતા, ત્યારે ગઉ કુંભ બે દુધ દેતી તે મણ અઢાઇને મજમેં દેતી તે દુધ ઈ દેવ ભરખ ભોજન આહાર કરતવા હો સાંમીજી. તારે તે કોઈ કેને દુવતા નહી, અસત બોલતા નઈ મેઘ દુખી નઈ. કરતવા ત્યારે લક્ષમી તો સંપુર્ણ ત્યારે ગીરણ (ખાના) નો ૭૦૨૫ સાત હજારને પચીસ પરવરતંતે હો સાંમીજી, દાગ તો અગન દાગ દેતા આવાગમન તો જીવને પડતાં તદા ધરમ તો વસુઆ દશ અને પાપ તો વસા દસ નીમધારીનો કરોડી સતાવીશ ૨૭ તેમાંથી કરોડી નઉ તો આવાગમનમાં પડયા કરોડી નઉ તો દોજખમાં ગયા કરોડી નઉ તો રાજા યુધિષ્ઠિર સાથે સરગે ગયા હો સાંમીજી, રાજા યુધિષ્ઠિર તો હેમાળે સીજયા હો સાંમીજી, સતી જીવતો અમરાપુરી લભતે હો સાંમીજી, આઠ લાખ ને ચાવીશ હજાર ૮૨૪૦૦૦ દુવાપર જુગનું પ્રમાણ હો સાંમીજી, જુગ દુવાપર પુરો સમાપ્ત ભવસ્ત હો સાંમીજી.

## —૪ થો કળયુગ—

પીર ઇમામશાહા હો વાચા આજતો ચતુર કલપનું મંડાણ માંડયું હો સાંમીજી, છમછર નામ વઇશાક સુદી બીજ શુકરવારિ મુળ નક્ષત્રને દહાડે કલજુગ થાપ્યો હો સાંમીજી, કળજુગ

મધે સ્વામીના ગુપ્ત અવતાર પરવરતંતે હો સાંમીજી, શીશ સામ સલામ મલકાન ઈસલામ હારૂન સામમુનસાફાન આદનાન માએદ નીજાર મુદર એલીયાસ મુદરખ ખુજેને કનાને નજર માલેક ફહર ગાલેબ લુએ કએબ મુરીયે કલાબ કુસીયે અબદલમુનાફ અબુહાસમ અબદુલમુતલબ અબુતાવલી વંશ શ્રી શાહ મઉલા મુરતાજાઅલી દશમો અવતાર નીકલંકી પાત્ર શ્રી શાહ મઉલા મુરતજાઅલી શ્રી શાહ મઉલા મુરતજાઅલીની માતા તો હજરત બીબી જલેખાં પીતા તો હાસમે અબુતાલબવલી ગુરૂતો હજરત નબી માહમદ મુસ્તફા રસુલ સાલેલાઅલેહિવસ્લમ શક્તી તો હજરત બીબી ફાતમન જનતખાતુંન જોહરાં સ્વસ્થાન તો દેલમદેશ કહેકપુરી નગરી ક્ષેત્ર તો દુર મુલસ્થાન સીતપુરી કુવારકા નગરી નર ડારશે દાનવ તે ઉછ્યાચારી કાલીંગો પડતાં ઉચરત અથરવેદ ઓધરત ગાવંત્રી સાતવાર સતાવીશ નક્ષત્ર પંદર તીથી બાર કરણ સુરજ મંત્ર જાપ જંપતા રીખી રહયા રીખી થાપી દઇત સંગારશે, તે સાહેબ જુગાજુગ અવતરા તે સાહેબશું ચીત લાવે તેનાં ધરમ વાધે ને પાપ ખેહે થાય નમો ભાઈ સાહેબજીના નામને નમો, જેણે જીવ છુટે જેણે રૂપે આપણો શાહા પીર હોય તે રૂપને ધ્યાઇયે ભાઈ તે રૂપને ધ્યાઇયે.

(૧) શાહ મુર્તુઝાઅલી.
(૨) ઇમામ હશન.
(૩) ઇમામ હુશેન.
(૪) ઈમાણ ઝયનુલ આબેદીન.
(૫) ઈમામ મહમદ બાકર.
(૬) ઇમામ જાફર સાદિક.
(૭) ઇમામ ઈશમાઇલ.
(૮) ઇમામ નૂરસદગોર.
(૯) સૈયદ ઈશમાઈલ સહાની.
(૧૦) સૈયદ નુરમહમ્મદ.
(૧૧) સૈયદ ઇમામોદ્દીન.
(૧૨) સૈયદ મુસાફિરોદીન.
(૧૩) સૈયદ જમાલદીન.
(૧૪) સૈયદ સાદિકદીન.
(૧૫) સૈયદ મેહેરદીન.
(૧૬) સૈયદ હાદી.
(૧૭) સૈયદ સલાઉદીન.
(૧૮) સૈયદ ફાજલશાહ.
(૧૯) સૈયદ હાસમશાહ.
(૨૦) સૈયદ મહમ્મદશાહા.
(૨૧) સૈયદ અહમદશાહા.
(૨૨) સૈયદ નાશીરશાહા.
(૨૩) સૈયદ સુસા એક શાહા.
(૨૪) સૈયદ માહાબુ.
(૨૫) સૈયદ મુસ્તગ.
(૨૬) સૈયદ મહિયોદીન.
(૨૭) સૈયદ મોમીનશાહ.
(૨૮) સૈયદ ખાલકશાહ.
(૨૯) સૈયદ નીઝારશાહ.
(૩૦) સૈયદ ઇસલામશાહ.

શ્રી ઇસલામશાહાની માતા તો ખલીફા, પીતા તો કાસમશાહા ગુરૂ તો પીર સદરદીન શક્તી તો બીબી ફાતમત સ્વસ્થાન તો દેલમ દેશ કેકપુરી નગરી ક્ષેત્ર તો જંપુદીપ મુલસ્તાન શહેર ચીણબ નગરી નર ડારે દાનવ તો ઉછ્યાચારી કાલીંગો પડતાં ઉચરતા અરથવેદ ઓધરતા ગાવંત્રી સાતવાર સતાવીશ નક્ષત્ર પંદર તીથી બાર કરણ સુરજ મંત્ર જાપ જપંતા રખી રહ્યા રીખી થાપી દઈત સંધારયા તે સાહેબ જુગાજુગ અવતરા તે સાહેબસે ચીત લાવે તેના ધરમ વાધે ને પાપ ખેહે થાય નમો ભાઈ શ્રી સાહેબના નામને નમો જેણે નમે આપણો જીવ છુટે જેણે રૂપે આપણો શાહા પીર હોય તે રૂપને ધ્યાઇયે ભાઈ તે રૂપને ધ્યાઈયે.

ગુપ્ત અવતાર તો પરવરતંતે પ્રગટ અવતાર તો એક શ્રી ઇસલામ શાહા કલજુગ સાથે વેદ તો અથરવેદ ભગત તો ગુરૂનરને ગીનાને ચાલ્યા તે પીર સદરદીન પોતા વરત કરતા પીર હસનશાહાને વર આપ્યો અનત કરોડીના વર આપ્યા સ્વામીજીના ગીનાને ચાલતા તે ભગત ઓધરતા હો સ્વામીજી, હવે સત ધરમનો વસો તો અરધો અને પાપ વસા તો સાડાઓગણિશ નીમ ધારી છત્રીશ કરોડીયું તેમાં ચોવિશ કરોડીયું તો દોજકે અંધારે દોજકે ગયા કરોડીયું બાર પીર સદરદીન સાથે પણ દરગે ગયા સતિ જીવતો બહેસ્તે ગયા કલજુગ મધે દરશન તો એક ધ્યાવંતા તે સાત ભાખ્યા કુરાન કરતવા ગુરૂનર જંપુદીપે વેદ બોલ્યા.

કળજુગ માંહે નીમધારી દામ તો અજાનું મુલ દેતા તે દીન સહેજા પરવરતંતે પડવા ભેસપતવાર ભગત અરધો આહાર કરતવા બીજ શુકરવારી અરધો આહાર કરતવા ભગત બાર પહોરનો અખંડ ઉજાગરો રહેતા એવી રીતે બીજ શુકરવારી રહેતા હો સ્વામીજી તે જીવ અવગતીયા નહી થાતા હો સ્વામીજી તે જીવ બેહેસ્તી થાતા હો સ્વામીજી, શાહાનું નામ તો હઇજિંદા શાહાનું પરનામ તો કાયમ પાયા જાપ તો પીર હસનશાહાનું નામ તો ઈનશાહ ઇનાયત રખીસર ફલ પ્રમાણ લભંતા હો સ્વામીજી, પીર ઇમામશાહા હો વાચા મુલક ચોવીશ પીર સમશ દરવેશી પરતક વેશે બોધા હો સ્વામીજી, ચોવીશ મુલક મધે સાત લાખ ને પચાશ ગીરાણ ( ખાંના ) પરવરતંતે હો સ્વામી આજ કલજુગ મધે જંપુદીપ સતગુરૂ ઉંચ મુલસ્થાન સરેવા કરતા હો સ્વામીજી, આજ કલજુગમાં સ્ત્રી દાન દેતી સ્ત્રી પુરૂશ મલી મીથુન કામ ઓધાન રહેતાં સ્ત્રી દિન પાંચ પોષવંતી રહેતી, બાળક દશ માસ ગીરભાવાશે રહેતું કળજુગમાં આવરદા વરસ ૧૦૦ સો પણ અલપ ભોગવે તાડ (હાથ) ૩॥ (સાડાત્રણ) માણસ ઉંચો હશે તાડ (હાથ) એક (૧) માણસ પોહળો હશે કલજુગમાં ધરતી એકવાર વાવતે તો એકવાર ફલ લભંતે ગઉ એક કુંભ દુધ દેતી તે મણ ૧। સવાને મજમે દેતી તે દુધ મણ એક (૧) ભરખ ભોજન આહાર કરતવા હો સ્વામીજી, દુવાપુર ઉતરતે કલજુગ બેસતે તારે ગાય કામધેન તથા બ્રમણને શ્રાપયો હો સ્વામીજી, કલજુગમાં ફેરા આઠ માનખા દેહી તણા દાગ તો ભોગદાગ આવાગમન નઇ આવતા હવે કલજુગમાં નહી પાંચમો જુગ નહિ અગીયારમો અવતાર હવે સંઘ પોતી જુગ ચારની જેણે ગુરૂ શાહાદેવને ઓળખ્યા તે જીવ અમરાપુરી પોંચતા હો સ્વામીજી, જેણે ગુરૂ શાહાદેવ નહી પ્રમાણ્યા અવતાર પાત્ર ન ઓળખ્યા તે જીવ અંધારે દોજકે ગયા. સતગુરૂ વાચા હો સ્વામીજી, કલજુગમાં જે ગુરૂનરથી ભુલ્યા તે જીવ ભવોભવ ડુબતે મુગતી નહી લભતે હો સ્વામીજી.

ઈ જુગ ચાર મલી મજમે તેતાલીસ લાખ તે વીશહજાર વરસ જુગનું બંધાણ હો ચાર જુગના વરસ તો એટલા ગુરૂ બ્રહમા લખચોરાસી એધાણ નીશાની તે માંહે મુઆ તેને બહુ મરણ, જીવ્યા તેને બધા લાભ અનત કરોડી અનત જુગ છોડાવે પુરૂષ મહાદેવ દાનવ ગીરાણ વાસ ઈ ચાર જુગમાં મલી ગુરૂ એક તેના રૂપ ચાર કરતા જુગમાં ગુરૂ બ્રહમા પાંચ કરોડીના વર દીધા હો સ્વામીજી, ત્રેતા જુગમાં ઈ તો વજીસઠલ સાત કરોડના વર દીધા હો સ્વામીજી. દુવાપર જુગમાં ગુરૂ વિદુરવ્યાસ નવ કરોડીના વર દીધા હો સ્વામીજી, આ કલજુગ મધે પીર

૩

સદરદીન કરોડી બારેશું સીધા હો સ્વામીજી, બાર કરોડીના વર દીધા હો સ્વામીજી, કલજુગ મધે સાંતેર સહોસો હુશેની ઇ પરવરતંતે હો સ્વામીજી, ઈ જુગ ચારમાં મીલી ચાર વેદ કરતા જુગમાં રૂગવેદ પરવરતંતે હો સ્વામીજી, ત્રેતા જુગમાંહે યજુરવેદ પરવરતંતે હો સ્વામીજી, દુવાપુર જુગ મધે શામવેદ પરવરતંતે હો સ્વામીજી, આજ કળજુગ મધે અથરવેદ પરવરતંતે હો સ્વામીજી, ઇ ચાર જુગ મીલી મુજમેં શ્રી નારાયણ દેવ એક તેના અવતાર પાત્ર એક તેના રૂપ આઠ હો સ્વામીજી. સોહી નર

**(૩૧) સૈયદ સલાઓદીન.**
**(૩૨) સૈયદ શમ્મસદીન.**
**(૩૩) સૈયદ નસીરદીન.**
**(૩૪) સૈયદ સાહેબદીન.**
**(૩૫) સૈયદ સદરોદીન.**
**(૩૬) સૈયદ કબીરોદીન.**
**(૩૭) સૈયદ શ્રી સતગોર પાત્ર બ્રહ્મા ઇંદ્ર ઇમામશાહ.**
**(૩૮) આદ્ય વિષ્ણુ નિરંજન નરઅલી મહંમદશાહ હક લાએલાહા ઇલિલ્લાહો મહમદુર રસુલિલ્લાહે.**

સાત વાર સતાવિશ નક્ષત્ર પંદર તીથી, બાર કરણ, પીરશાહા જાપ જપંતે રીખી રહ્યા. રીખી થાપી દઇત સંઘારે તે સાહેબ જુગાજુગ અવતર્યા, દેવ મોરારી તે સાહેબસે ચીત લાવે તેના ધરમ વાધે ને પાપ ખેહે થાય; નમો ભાઈ સાહેબજીના નામને નમો જેણે જીવ છુટે; જેણે રૂપે આપણો શાહાપીર હોય તે રૂપને ધીયાવીયે, ભાઈ તે રૂપને ધિયાવીયે.

પીર ઈમામશાહા બોલ્યા અમ્રત વાણી જે કોઇ સાંભળે મુળ ગાવંત્રી કલપની વાત તેને અમરાપુરી લભીયંતે હો સ્વામીજી, તે એકોતેર માઇના એકોતેર બાપનાં લઇને જીવ વઇકુંઠ વાસો પામશે. ગાવંત્રી સાંભળે ને જે કોઈ ધરમ પુજી ધુઆ કરાવે તે ફળ પ્રાપ્ત હોવે હો સ્વામીજી પીર ઇમામશાહા બોલ્યા અમ્રત વાણી હક લાએલાહા ઈલિલ્લાહે મહમદુર રસુલિલ્લાહે.

આ સિવાય સૃષ્ટિની ઉત્પત્તિના સબંધમાં સૈયદ **ઇમામશાહ "મુળબંધ"** નામનો બીજો ગ્રંથ પણ લખી ગયા છે, અને તેના સારરૂપ **"નકલંકી ગીતા"** નામની એક બીજી ચોપડી પણ લખેલી છે. જેમાં હિંદુ વિદ્વાનોના જ્યોતિષ ગ્રંથો ઉપરથી થોડા ફેરફારો કરી સૃષ્ટિની રચના બતાવેલી છે. પ્રથમ ખુદાવંદે ધંધુકારમાં ફીણ ઉપાવી તેમાંથી એક ઇંડું બનાવી સૃષ્ટિ પેદા કરી હતી તેનો ખુલાશો છે, તથા મેરૂ પર્વતનું વર્ણન, તેની ઉંચાઈ તથા વિસ્તાર અને સોના ચાંદી વિગેરે ધાતુઓનું વર્ણન તથા સાત પાતાળના નામો, તેના રાજકર્ત્તાઓ તેની પ્રજા, તથા જાંબુદ્દીપ વિગેરેનું વર્ણન આપેલું છે. તે ઉપરાંત ભગવાનના વૈરાટ રૂપનું વર્ણન, તથા તેનાં આઠ નામો તથા સ્વર્ગ, પાતાળ, નવખંડ, સાત દ્વીપ તેની ખાણો અને તેમાંથી નીકળતી ધાતુઓ, સમુદ્રો, પર્વતો, દિશા, ખુણા, નદીઓ વિગેરેનું વિસ્તારથી વર્ણન બતાવેલું છે. પૃથ્વી પરના ચોવીસ દેશો તથા નવસોનવાણું નદીઓ વિગેરેનો પણ વિસ્તારથી ઉલ્લેખ કરેલો છે. ખરૂં જોતાં એ બધી બાબતો અસંબંધ તથા ન માન્યામાં આવે એવી છે. પરંતુ તેના કરતાં પણ અગત્યની બાબતો સતપંથને લગતી છે તથા મુદ્દાની માલમ પડવાથી વાચક વર્ગની જાણ માટે નકલંકી ગીતામાંથી લઈ અત્રે રજુ કરી છે.

શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સુણો હો સ્વામી મુનીવર પુછંતે સતગુરૂ બ્રહમા સમા તોલ કોણ તે ભેદ કંથો હો સ્વામી શ્રી સરજનહાર, શ્રી નારાયણ હો વાચા સુણો હો સતગુરૂ, સુણો હો મુનીવરો, ગુરૂ સમા તોલ નહી ધરતી, નહી આકાશ, ગુરૂ સમા તોલ નહી ચાંદો નહી સુરજ, ગુરૂ સમા તોલ નહી પવન, નહી પાણી, ગુરૂ સમા તોલ નહી રાત, નહી દીવસ, ગુરૂ સમા તોલ નહી ખટ દરસન, ગુરૂ સમા તોલ નહી ત્રેઈ લોક, ગુરૂ સમા તોલ નહી વેદ નહી શાસ્ત્ર, ગુરૂ સમા તોલ નહી વેદ નહી ભાખેઆ, ગુરૂ સમા તોલ નહી જોગ નહી જુગતી, ગુરૂ સમા તોલ નહી રાગ નહી ભાખેઆ, ગુરૂથી પાઇએ અમર પદ મુગતી, તે સુણો હો મુનીવરો, શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા પરથમ અવતાર પાત્ર અને બીજો સતગુરૂ બ્રહમા તે વિના જે કોઈ ગુરૂ કહાવે તે જાય નરકે પહોંચે, તે જુગાજુગ અહુંકાર મધે આદ્ય રૂપી ભવે બ્રહમા, વિશ્નુ અવતાર રૂપી, તથા દેવ મહેશ્વર એક મુરતત્રન દેવ કરતવં, સચરાચરૂં.

શ્રી નારાયણ હો વાચા, આદીતવારે સરંજતે આઠ દીસા, અને સોમવારે સરજંતે સાત શાહેર, અને મંગલવારે સરજંતે અસટ કુડ પરબત, અને બુધવારે સરજંતે તારા મંડણ, અને ભેસપતવારે સરજંતે, નવાણું કરોડી જખ છપન કરોડી મેગ માડા, કીનર કરોડ બત્રીસ, તેત્રીસ કરોડ દેવતા અને શુકરવારે સરજંતે ચાર ખાણ ચાર વાણ, ચોરાસી લાખ જીવા જોડ, અને ચાંદો સુરજ અને પવન પાણી સુણો હો મુનીવરો.

ખેત્ર ચાર, તીરથ ચાર, કલપ ચાર, જુગ ચાર, વેદ ચાર, દાગ ચાર, ગુરૂ ચાર, મુખી ચાર, જાપ ચાર, ઘટ ચાર, પાટ ચાર, વરત ચાર, દિશા ચાર, ખુણા ચાર, રૂપ ચાર, દાન ચાર, સાઇના ચાર, મહાદેવ ચાર તખત ચાર, પુરીઉં ચાર એવીઉ બાવીશ વાત કંથો હો સ્વામી શ્રી સરજનહાર.

શ્રી નારાયણ હો વાચા સુણો હો સતગુરૂ, બાવીસ વાત. કલપ ચાર, જાએલા, ફાયલા, અરજા, ખલીફા. (૧) જુગ ચાર કીરતા, ત્રેતા, દુવાપુર, કલજુગ. (૨) વેદ ચાર રૂગુદેવ, યજુરવેદ, શામવેદ, અથરવેદ. (૩) દાગ ચાર વન દાગ, જલ દાગ, અગન દાન ભોમ દાગ. (૪) ગુરૂ ચાર ગુરૂ બ્રહુમા, ગુરૂ વસિષ્ઠ વ્યાસ, ગુરૂ વિદુર વ્યાસ, ગુરૂ નબી મહમદ મુસ્તફા સલલ્લાહે અલેહીવસલમ (૫) મુખી ચાર પહલાદ, હરિચંદ્ર, યુધિષ્ઠિર, પીર સદરદીન. (૬) જાપ ચાર કરતાજુગ માંહે શ્રી નરસીનો જાપ, ત્રેતા જુગ માંહે શ્રી રામચંદ્રજીનો જાપ. દુવાપુર જુગ માંહે શ્રી બુધનો જાપ, આજ કલજુગ માંહે શ્રી નકલંકનો જાપ. (૭) ઘટ ચાર, સોનાનો ઘટ, રૂપાનો ઘટ, તાંબાનો ઘટ, માટીનું ઘટ. (૮) પાટ ચાર, સોનાનો પાટ, રૂપાનો પાટ, તાંબાનો પાટ, માટીનો પાટ. (૯) વીરત ચાર, એકાદસી દીતવારી, ચઉદસી મંગલવારી, અમાસ સોમવારી, આજ કલજુગ માંહે બીજ શુકરવારી. (૧૦) ખાણ ચાર, સતેજ ખાણ, જરેજ ખાણ ઇંઢેજ ખાણ ઉદભોજ ખાણ. (૧૧) વાણ ચાર, સએજા વાણ, સગમા વાણ, અગમા વાણ, અતીતા વાણ. (૧૨) દિશા ચાર ઉત્તર, પુર્વ, દક્ષિણ, પશ્ચિમ. (૧૩) ખુણા ચાર ઇસાન ખુણ, અગની ખુણ, નઈરૂત્ય ખુણ, વાયવ્ય ખુણ. (૧૪) રૂપ ચાર, શ્રી નરસીંહ, શ્રી રામ, શ્રી બુધ, શ્રી નકલંકી. (૧૫) દાન ચાર, કુંજરદાન, અવદાન, ગઉવાદાન, અજાદાન. (૧૬) સાઇના ચાર, સંનોમાન,

નરાદેવ, સદાજી, આજ, કલજુગ માંહે બાવા હે જંદા કાયમ પાયા. (૧૭) મહાદેવ ચાર, શંભોજી, ઇશ્વર, મહાદેવ, આજ કલીજુગ માંહે બાવા આદમ. (૧૮) ખેત્ર ચાર કેશમીર ખેત્ર, લંકા ખેત્ર, કુલ ખેત્ર, મુલસતાન ખેત્ર. (૧૯) પુરી ચાર હંસપુરી, બગપુરી, સામપુરી, હેમપુરી. (૨૦) તીરથ ચાર ગત તીરથ, શુકલ તીરથ, ભસ્મ તીરથ, મુગત તીરથ. (૨૧) તખત ચાર ઉત્તર દિસે પુર્વે દિસે, દક્ષિણ દિસે. પશ્ચિમ દિસે શ્રી નકલંકી નારાયણનો તખત (૨૨) સુણો હો રીખીસરો સુણો હો મુનીવરો શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા.

સુણો હો મુનીવરો, જંપુદીપ માંહે જાંબુ વરખ છે તે કંથો હો સ્વામી શ્રી સરજનહાર શ્રી નારાયણ વાચા સુણો હો સતગુરૂ, જાંબુ વરખ એકત્રીસ હજાર જોજન લાંબો વીસતાર છે તે જાંબુ વરખનાં ફલ હસતી પરમાણે થાય છે, તે ફલ હેમાજલ માંહે ગલે છે, તે ફલ ગલીને પાણીના પરવાર ચાલે છે, તે પરવારની નદીઉં વહે છે તે નદીનું પાણી માન સરોવર માંહે આવે છે તે પછવાડે ફરતી જાવંત્રી નગરી વસે છે તે માંહે પહેલી વરસાદ વરસે તે પીએ તો પાપી થાય અને બીજી વરસાદ વરસે તેનો કાચો સોન થાય અને ત્રીજી વરસાદ વરસે તેનું દાન થાય, અને જંપુદીપ માંહે જાંબુ વરખ છે તે વાસતે જાંબુ દીપ ભણે છે.

સુર મેર પરબત ઉપરે રોમ રાય રખીસર રહે છે.

શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા પરથમ મંડાણ સુરજ ભવન તે કહો શ્રી સરજનહાર, શ્રી નારાયણ વાચા સુણો હો સતગુરૂ સુરજ ઉગમે ને આથમે ત્યાં સુધી એવો ચાલે છે જે એક આંખની પલક માંહે શેસ્ત્ર ગાઉ જ્યાંથી ઉગમે ને આથમે ત્યાંથી જેટલી પલક આંખની પડે તેટલા શેસ્ત્ર ગાઉ સુરજ ચાલે, પરથમ સુરજ ભવન પાંચસો વરસની વાટ છે. પરથમીથી ઉંચો છે, એવા પાંચ લાખને ચાલીસ હજાર જોજન પરથમીથી ઉંચો છે, બે લાખ જોજન સુરજ ભવનનું બુંભ વીસતાર છે, એવા પરથમીથી સાત ભવન છે, કોઇ નરગી કોઈ આવાગમની કોઈ રસાતાડ, અનત કલપ તીઆં મરણા નહી અગોચર જીવણા, એ ચાર કદી ન ચાલે તો પરમેશ્વર પરથમ સુરજ ભવન તીઆં મોહીની તો બે, એક કામીની રૂપી અપસરા અને બીજી મહાદેવ રૂપી નરમલા, તીઆં અનેક અનેક લીલા સુખ ભોગવંતે, તીઆં મન ઇછા ભોજન પરવરતંતે, તીઆં નહી કોઇ બાલા નહી કોઇ વીરધા, નહી કોઈ હીણાં ખીણાં, સરવે એક ભાવના, શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી તીઆં કોણ લોક વસતવા મીરત લોક માંહે કોણ દાન પુન કોણ વરત સાધી લીઆ, જે પરથમ સુરજ ભવન પોચંતે તે ગીનાન કંથો હો સ્વામી શ્રી સરજનહાર, શ્રી નારાયણ વાચા સુણો હો સતગુરૂ, હીઆં તે લોક વસતવા જેણે પાણીની પરબો મંડાવી છે અને જેણે એકાદશીનાં વરત સાધીઆ છે તે લોક વસતવા, શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી, એ લોક અમર થયા કે નહી થયા, શ્રી નારાયણ વાચા નહી સતગુરૂ, એ લોક અમર નહી થયા, બે હજાર વરસની આવરદા ભોગવીને પછી. તે મરત લોક માંહે પડંતે, આવાગમન મધીએ પહેલો અવતાર શ્વાનનો ભોગવંતે, શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી તે શીઆ માટે, શ્રી નારાયણ વાચા એ ન ભેટતે સતગુરૂ ન ઓલખંતે અવતાર પાત્ર એણે સતગુરૂ મુખે દાન ન દેતવા અને દસદોસ ન ખમંતવા દેખત કનક કામીની

પર જાયંતે પંજભુ આતમા વશ ન કરંતે, વેદ કુરાનની સાખેઆ તે સુરત અસુરત કરતવા તે કેમ પામે એવા અમર પદ હો સતગુરૂ. પહેલો સુરજ ભવન સમાપ્ત સંપુરણ ભવસતો.

શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા બીજો ચંદ્રમા ભવન તો પાંચ લાખ ને ચાલીસ હજાર જોજન ઉંચો છે અને એક લાખ જોજનનું બુભ વીસ્તાર છે, શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા બાર કલા સુરજની છે, અને સોલ કલા ચંદ્રમાની છે, પછે ચાર કલા સુરજની તે કીઆં ગઇ હો સાંમીજી, શ્રી નારાયણ હો વાચા સુણો હો સતગુરૂ, એ ચાર કલા તો બ્રહ્મ ગીનાની તે તે સતી લોકના ઘટ માંહે વસે છે. એ ચાર કલા સતીએ સાધી છે, ને સતી સુરજ પ્રમાણે ભયાં છે, તીઆં મોહોની તો ચાર કામ રૂપી અપસરા અને માહાદેવ રૂપી નીરમલા, અનેક માહા લીલા ભોગવંત, વીલાસ કરતવા, મન ઈછા ભોજન પરવરતંતે તીઆં નહી કોઈ બાલા નહી કોઈ વીરધા, અને નહી કોઈ હીણાં નહી કોઈ ખીણાં, સર્વે એક ભાવના, શ્રી સતગુર બ્રહમા હો વાચા સ્વામીજી તીઆં કોણ લોક વસતવા અને કોણ મરત લોક માંહે દાન પુન દેતવા અને કોણ વરત સાધી લીઆ, જે એવા ચંદ્રમા ભવન પામે છે, તે ગીનાન કંથો સ્વામી સરજંનહારજંન. શ્રી નારાયણ વાચા સુણો હો સતગુરૂ હીઆં તે લોક વસતવા જેણે પરબ મંડાવેઆ છે, અને કુવા ખોદાવીઆ છે અને તલાવ ખોદાવીઆ છે અને અનનાં દાન દીધાં છે તે લોક વસતવા, શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા તે લોક અમર થીઆ કે ના થીઆ. શ્રી નારાયણ હો વાચા સતગુરૂ એ લોક અમર ના થીઆ ચાર હજાર વરસની આવરદા ભોગવીને પાછા મરત લોક માંહે પડે છે, પહેલો અવતાર દેડકાનો ભોગવે. શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામી તે શીઆ માટે, શ્રી નારાયણ વાચા સુણો હો સતગુરૂ એ ન ભેટંતે સતગુરૂ ન ઓલખંતે અવતાર પાત્ર એણે સતગુરૂ મુખે દાન ન દેતવા, દસ દોસ ન ખમતવા દેખત કનક કામોની ઉપર જાયંતે પંજભુ આતમા વશ ન કરતવા વેદ કુરાનની સાંખેઆ સુરત અસુરત કરતવા, તે કેમ પામે એવા અમર પદ હો સતગુરૂ તીઆં કોઈ નરગી કોઈ આવાગમની કોઇ રસાતાડ, અનંત કલપ અનંત જુગ તીઆં મરણા નહી, જીવણા અગોચરં બીજો ચંદ્રમા ભવન સંપુર્ણ સમાપ્ત ભવસતો.

શ્રી સતગુરૂ ભરમા હો વાચા ત્રીજો તારા ભવન તે પાંચ લાખ ને ચાલીસ હજાર જોજન ઉંચો છે, એક લાખ જોજનનું તારા મંડળનું બુંભ વીસતાર છે ફરતો વીસતાર છે તે માંહે મોહીની તો દસ કામ રૂપી અપસરા અને મહાદેવ રૂપી નીરમલા અનેક માહા લીલા ભોગવંતે કે વિલાસ કરતવા, મન ઈછા ભોજન પરવરતંતે તીઆં નહી કોઇ બાલા, નહી કોઈ વીરધા નહી કોઈ ખીણું ખીણા સરવે એક ભાવના, શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી ઈઆ કોણ લોક વસતવા, મીરત લોક માંહે કોણ દાન પુન કરેઆ, તથા કોણ વીરત સાધી લીઆ જે આવા તારાભવન પામે છે તે ભેદ કંથો હો સ્વામી સરજનહારજંન, શ્રી નારાયણ વાચા સુણો હો સતગુરૂ એ લોક ઇઆં વસતવા જેણે તલાવ ખોદાવેઆ છે અને અનના દાન દીધા છે, ઈઆં તે લોક વસતવા શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી એ લોક અમર થીઆ કે ના થીઆ, શ્રી નારાયણ વાચા સુણો હો સતગુરૂ એ લોક અમર ના થીઆ છ હજાર વરસની

આવરદા ભોગવીને પાછા મીરત લોકમાં પડે આવાગમન મધે પેલો અવતાર કાચબાનો ભોગવે, શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી તે શીઆ માટે, શ્રી નારાયણ વાચા એ ન ભેટંતે સતગુરૂ એ ન ઓળખંતે અવતાર પાત્ર, એણે સતગુરૂ મુખે દાન ન દેતવા દસ દોસ ન ખંમતવા કનક કામીની ઉપર જાયંતે પંજભુ આતમા વસ ના કરતવા, વેદ કુરાનની, સાંખે આ તે સુરત અસુરત કરતવા તે કેમ પામે આવા અમર પદ હો સતગુરૂ, તીઆં કોઈ નરગી કોઈ આવાગમની કોઇ રસાતાડ, અનંત કલપ જુગ તીઆં મરના નહી જીવના અગોચરં એ ત્રીજો તારા મંડણ સમાપ્ત ભવસ્તો.

શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા ચોથો દેરૂ ભવન પાંચ લાખ ને ચાલીસ હજાર જોજન ઉંચો છે અને આઠ લાખ જોજનનો દેરૂ ભવનનો બુંભ વીસ્તાર છે, તીઆં આઠ સરગ મેરૂ પરવતે બાંધેઆ છે તેને પુરીઉં પણ કહે છે તે આઠ પુરીઉં આઠ પુલ માંહે છે, શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા તે કોણ કોણ સરગ તે એસટ સરગ મધે ચાર દેવી ને ચાર પુરીએ અસટ થાપીઆ છે તે ભેદ કંથો હો સ્વામી શ્રી સરજનહાર!

શ્રી નારાયણ હો વાચા સુણો હો સતગુરૂ આઠ પુરીની વાત, પ્રથમ પશ્ચિમ દિશા માંહે તેનું નામ તો કઇલાસ પુરી (૧) તેનો એક લાખ જોજનનો બુંભ વીસ્તાર છે, એક લાખ જોજન આપસ મધે અંતરો છે, તીયાં મોહીની તો પનર કામરૂપી અપસરા મહાદેવ રૂપી નીરમલા; અનેક અનેક માહા લીલા ભોગવંતે વીલાસ કરતવંગ મન ઇચ્છા ભોજન પરવરતંતે, તીયાં નહી કોઈ બાલા નહી કોઈ વીરધા નહી કોઇ હીણાં ન ખીણાં સર્વે એક ભાવાન, શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા એ કઈલાસપુરી માંહે કોણ લોક વસતવા, એણે મીરત લોક માંહે કોણ દાન પુન કીયાં અને કોણ વીરત સાધી લીઆ જે કઈલાસ પુરી માંહે પોચંતે તે ભેદ કંથો હો શ્રી સરજનહાર, તારે શ્રાં નારાયણ હો વાચા સુણો હો સતગુરૂ, જેણે મહા તપસા કરી છે તે લોક ઇયાં વસતવા, શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી એ લોક અમર હુવા કે ના હુવા શ્રી નારાયણ હો વાચા સુણો હો સતગુરૂ એ લોક અમર ના થયા, પંદર હજાર વરસની આવરદા ભોગવીને પછી મીરત લોક માંહે પડે, આવાગમન મધે પહેલો અવતાર રાજાનો ભોગવે, શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી તે શીઆ માટે, શ્રી નારાયણ વાચા એ ન ભેટતે સતગુરૂ, ન ઓલખંતે અવતાર પાત્ર, એણે સતગુરૂ મુખે દાન ન દેતવા દસદોસ ન ખમતવા દેખત કનક કામીની પર જાયંતે, પંચભુ આતમા વસ ન કરતવા વેદ કુરાનની સાંખેઆ સુરત અસુરત કરતવા, તે કેમ પામે એવા અમર પદ હો સતગુરૂ.

શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા બીજો ઉત્તર દિશા માંહે એક નામ તો પંનઇસરગ, અને બીજુ નામ તો વસંતપુરી, તેનું એક લાખ જોજન બુંભ વીસ્તાર છે, અને એક લાખ જોજન આપસ મધે અંતરો છે, તીઆં મોહની પંનર કામ રૂપી અપસરા, અને મહાદેવ રૂપી નીરમલા, તીઆં અનેક મહા લીલા ભોગવંતે વીલાસ કરતવા, મન ઈચ્છા ભોજન પરવરતંતે, તીઆં નહી કોઈ બાલા નહી કોઇ વીરધા નહી કોઈ હીણા નહી કોઈ ખીણા સરવે એક ભાવના શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી એ વસંતપુરી માંહે કોણ લોક વસતવા એણે મીરત લોક

માંહે કોણ દાન પુન સાધી લીઆ, જે વસંતપુરી માંહે પોચંતે, તે ભેદ કંથો હો સરજનહાર? શ્રી નારાયણ વાચા સુણો હો સતગુરૂ, જેણે મહાપુન કરેલા છે અને મુનીવરત કરેલા છે, અને તેણે અનનું દાન મહા વીસેક કરેલા છે, તે લોક ઈઆ વસતવા. શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી એ લોક અમર હુવા કે ન હુવા? શ્રી નારાયણ હો વાચા સુણો હો સતગુરૂ એ લોક અમર ન હુવા, પંદર હજાર વરસની આવરદા ભોગવી પછી મીરત લોક માંહે પડે, તે આવાગમન મધે પહેલો અવતાર મહારાજાનું ભોગવે છે, શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી તે શીઆ માટે? શ્રી નારાયણ વાચા એ ન ભેટતે સતગુરૂ ન ઓલખંતે અવતાર પાત્ર, એણે સતગુરૂ સુખે દાન ન દેતવા દેખત કનક (સોનું) કામીની (સ્ત્રી) પર જાયંતે, દસદોસ ન ખમતવા. પંજભુ આતમા વસ ન કરતવા, તે કેમ પામે એવા અમર પદ હો સતગુરૂ! (૨)

શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા! ત્રીજો દક્ષિણ દિશા તેનો એક નામ તો ગગન સરગ, અને બીજું નામ તો કરસનપુરી, તે એક લાખ જોજનનું બુંભ વીસ્તાર છે, તે એક લાખ જોજન આપસ મધે અંતરો છે, તીઆં મોહીની તો પંનર કામરૂપી અપસરા અને મહાદેવ રૂપી નીરમલા, અનેક અનેક મહા લીલા ભોગવંતે વીલાસ કરતવા, મન ઇચ્છા ભોજન પરવરતંતે, તીઆં નહી કોઈ બાલા નહી કોઇ વીરધા, નહી કોઇ હીણા નહી કોઇ ખીણાં સરવે ભાવના, શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી એ કરસનપુરી મધે કોણ વસતવા, મીરતલોક માંહે એણે કોણ વરત સાધી લીઆ જે એવા કરસન પુરી પોચંતે, એ ભેદ કંથો હો શ્રી સરજનહાર? શ્રી નારાયણ વાચા સુણો હો સતગુરૂ, એણે નીત નીત ગંગાજીના સ્નાન કીધા છે અને સર્વે આચાર પાળીઆ છે, અને તાલ માંદલ વગાડીઆ છે, અને સંભળાવીઆ છે, તેણે હરીના ભજન કરીઆ છે, તેણે વળી ઠાકરની સેવા કરી છે, તે એવી કરસનાપુરીએ પોતા છે. શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી એ લોક અમર હુવા કે ન હુવા? શ્રી નારાયણ વાચા ના સતગુરૂ એ લોક અમર હુવા, પંદર હજાર વરસની આવરદા ભોગવીને પછી મીરત લોક માંહે પડે, આવાગમન મધે પહેલો અવતાર અસવ (ઘોડાનું) ભોગવંતે. શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી તે શીઆ માટે? શ્રી નારાયણ હો વાચા એ ન ભેટતે સતગુરૂ ન ઓળખંતે અવતાર પાત્ર એણે સતગુરૂ સુખે દાન ન દેતવા દસદોસ ન ખમતવા દેખત કનક કામીની ઉપર જાયંતે પંચભુ આતમા વસ ન કરતવા, વેદ કુરાનની સાંખેઆ તે સુરત અસુરત કરતવા, તે કેમ પામે એવા અમરપદ હો સતગુરૂ. (૩)

શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા, ચોથો પછમ દીસ તેનો એક નામ તો ગંધમસરગ, અને બીજો તો સભાગપુરી, તે એક લાખ જોજનનો બુંભ વીસતાર તાર છે, અને એક લાખ જોજન આપસ મધે અંતરો છે, તીઆં મોહીની તો પંનર કામ રૂપી અપસરા માહાદેવ રૂપી નીરમલા અનેક માહા લીલા ભોગવંતે વીલાસ કરતવા મન ઇછા ભોજન પરવરતંતે, તીઆં નહી કોઇ બાલા નહી કોઇ વીરધા નહી કોઇ હીણા ખીણા સર્વે એક ભાવના. શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી એણે મીરત લોક માંહે કોણ દાન પુન વરત સાધી લીઆ, જે એવી સુભહાગ પુરી પોચંતે એ ભેદ કંથો હો સ્વામી શ્રી સરજનહાર? શ્રી નારાયણ વાચા સુણો હો સતગુરૂ,

જેણે છત્રીસ રાગ ગોઆન ધીઆન ભાખેઆ છે, અને જેણે વીશનવ પદ ભાખેઆ છે પોતાને મન ઈંછે ભાખેઆ છે, જે એ ધરમે ચાલેઆ છે. તે લોક સુભહાગ પુરી પોચંતે શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી એ લોક અમર હુવા કે ના હુવા ? શ્રી નારાયણુ વાચા ના સતગુરૂ એ લોક અમર ના હુવા પંદર હજાર વરસની આવરદા ભોગવીને પછે મીરત લોક માંહે પડંતે, આવાગમન મધે પહેલો અવતાર ઉતમ કુલ માંહે અવતરે અને ઉતમ દેહી અને ઉતમ અવ-તાર ભોગવે. શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી, તે શીઆ માટે શ્રી નારાયણુ હો વાચા એ ન ભેટંતે સતગુરૂ ન ઓળખંતે અવતાર પાત્ર એણે સતગુરૂ મુખે દાન ન દેતવા દસદોસ ન ખમતવા દેખત કનક કામીની પર જાયંતે પંજભુ આતમા વસ ન કરતવા વેદ કુરાનની સાંખેઆ સુરત અસુરત કરતવા તે કેમ પામે અમર પદ હો સતગુરૂ !

શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા પાંચમી વાયવ્ય ખુણુ માંહે માલવંત સરગ તીઆં દેવી હેંગળાજ ભાવની થાપી છે. તે એક લાખ જોજનનો બુંભ વીસ્તાર છે, અને એક લાખ જોજન આપસ મધે અંતરો છે, તીઆં મોહની પંનર કામ રુપી અપસરા, અને મહાદેવ રૂપી નીરમલા અનેક માહા વીલાસ ભોગવંતે વીલાસ કરતવા, મન ઈંછા ભોજન પરવરતંતે, તીઆં નહી કોઈ બાલા નહી કોઈ વરધા નહી કોઈ હીણા ન ખીણાં સરવે એક ભાવના શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી, એ માલવંત સરગ ને વાયવ્ય ખુણુ મધે કોણુ લોક વસતવા, તેણે કોણુ જપ તપ સાધી લીઆ જે એવા ઠામ પામે છે !

શ્રી નારાયણુ હો વાચા સુણો હો સતગુરૂ જેણે એકવીસ દાડા હીંગળાજ ભવાનીની સેવા કીધી છે, અંન પાણી ન ખાતા પીતા અને રખ વરખ ચાર પરવત તીરથ કરતવં તે લોક માલવંત સરગ વસતવા. શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા, સ્વામીજી એ લોક અમર હુવા કે ના હુવા ? શ્રી નારાયણુ વાચા ના સતગુરૂ એ લોક અમર ના હુવા પંદર હજાર વરસની આવરદા ભોગવીને પછે મીરત લોક માંહે પડે, આવાગમન મધે પહેલો લખ ચોરાસી ભોગવીને પછે કાપડીનું અવતાર ધરે કાપડી નહી થાય તો શ્રીપતનું અવતાર ભોગવે, જો શ્રીપત ન થાય તો જટાધારી થાય. શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી તે શીઆ માટે? શ્રી નારાયણુ વાચા એ ન ભેટંતે સતગુરૂ ન ઓલખતે અવતાર પાત્ર એણે સતગુરૂ મુખે દાન ન દેતવા દસદોસ ન ખમતવા ન દેખત કનક કામીની પર જાયંતે પંજભુ આતમા વસ ન કરતવા વેદ કુરાનની સાંખેઆ સુકત અસુરત કરતવા તે કેમ પામે એવા અમરપદ હો સતગુરૂ !

શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા છઠી ઈસાન ખુણુ તેનું નામ તો ઉંચ સરગ. તીઆં દેવી દુરગા વસે છે, તે એક લાખ જેજનનો બુંભ વીસ્તાર છે, અને એક લાખ જોજન આપસ મધે અંતરો છે, તીઆં મોહની તો પંનર કામ રૂપી અપસરા અને મહાદેવ રૂપી નીરમલા તીઆં અનેક માહા લીલા ભોગવંતે વીલાસ કરતવા મન ઈંછા ભોજન પરવરતંતે તીઆં નહી કોઈ બાલા નહી કોઈ વીરધા નહી કોઇ હીણા ન ખીણા સરવે એક ભાવના. શ્રી સતગુરુ બ્રહમા હો વાચા સ્વામીજી ઇસાન ખુણુ માંહે કોણુ લોક વસતવા એણે કેવા જપ તપ સાધી લીઆ જે છઠે ઉંચસરગ પોચંતે તે ભેદ કંથો હો સ્વામી શ્રી સરજનહાર ! શ્રી નારાયણુ વાચા સુણો

હો સતગુરૂ જેણે દુરગા દેવી આગલ કમલ પુજા કરી છે, તથા તલ જવના હોમ કરેલા છે, નીત નીત ભવાનીની પુજા કરી છે, તે લોક ઈઆં વસતવા. શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી એ લોક અમર હુવા કે ના હુવા. શ્રી નારાયણ વાચા ના સતગુરૂજી એ લોક અમર નહી હુવા, પંદર હજાર વરસની આવરદા ભોગવી પછી મૃત્યુ લોક માંહે પડતે, આવાગમન મધે પહેલો લખ ચોરાશી ભોગવી પછે વીદારથી અથવા જોતકી અથવા ધનવંત અથવા માહા પીંઢત થાય એવા ચાર અવતાર માંહેથી એક અવતાર થાએ. શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા, સ્વામીજી તે શીઆ માટે ? શ્રી નારાયણ વાચા એ ન ભેટંતે સતગુરૂ ન ઓળખંતે અવતાર પાત્ર એણે સતગુરૂ મુખે દાન ન દેતવા દસદોસ ન ખમતવા દેખત કનક કામીની પર જાયંતે પંજભુ આતમા વસ ન કરતવા વેદ કુરાનની સાખેઆ સુરત અસુરત કરતવા તે કેમ પામે એવા અમર પદ હો સતગુરૂ !

શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા, સાતમી અગની ખુણ તેનો નામ તો રેવત સરગ તીઆં દેવી તુલજાભવાની રહે છે, તેનું એક લાખ જોજનનું ભુંભ વીસ્તાર છે, એક લાખ જોજન આપસ મધે અંતરો છે, તીઆં મોહીની તો પંનર કામ રૂપી અપસરા અને મહાદેવ રૂપી નીરમલા તીઆં અનેક મહા લીલા ભોગવંતે વીલાસ કરતવા મન ઈચ્છા ભોજન પરવરતંતે. તીઆં નહી કોઈ બાલા નહી કોઇ વીરધા, નહી કોઈ હીણા ન ખીણા, સર્વે એક ભાવના. શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી ઇઆં કોણ લોક વસતવા એણે મીરત લોક માંહે કોણ દાન પુન કીઆ, કોણ જપ તપ સાધી લીઆ, જે સાતમા રેવતસરગ પોચંતે, તે ભેદ કંથો સ્વામી શ્રી સરજનહાર ? શ્રી નારાયણ વાચા સુણો હો સતગુરૂ, જેણે તુલજા ભવાનીની એકમને પુજા કરી છે, જગમાં રૂધરની ધાર એક મને પુજા નીત નીત કરતવા તથા સમરણ કરતવં, તે લોક હીંઆ વસતવા હો સતગુરૂ. શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી એ લોક અમર હુવા કે ન હુવા ? શ્રી નારાયણ વાચા નહી સતગુરૂ એ લોક અમર ના હુવા, પંદર હજાર વરસની આવરદા ભોગવીને પછી મીરત લોક માંહે પડે, પહેલો લખચોરાશી ભોગવીને પછી વિદ્યાવંત થાય, જંતર મંતર જાદુગરી એવા મનખા અવતાર ભોગવે. શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી તે શીઆ માટે ? શ્રી નારાયણ વાચા એ ન ભેટંતે સતગુરૂ, ન ઓલખંતે અવતાર પાત્ર, એણે સતગુરૂ મુખે દાન ન દેતવા, દસદોસ ન ખમતવા, દેખત કનક કામીની પર જાયતે પંજભુ આતમા વશ ન કરતવા, વેદ કુરાનની સાંખેઆ સુરત અસુરત કરતવા, તે કેમ પામે એવા અમર પદ હો સતગુરૂ !

શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા આઠમી નઇરૂત ખુણ, તેનું નામ તો નીલસરગ, તીઆં દેવી આદ્યશકતી વસે છે. તે એક લાખ જોજનનું ભુંભ વીસ્તાર છે, એક લાખ જોજન આપસ મધે અંતરો છે, તીઆં મોહીની તો પંનર કામરૂપી અપસરા માહાદેવ નીરમલા તીઆં અનેક લીલા ભોગવંતે વીલાસ કરતવા મન ઇચ્છા ભોજન પરવરતંતે તીઆં નહી કોઈ બાલા નહી કોઈ વીરધા નહી કોઈ હીણા નહી કોઈ ખીણા સર્વે એક ભાવના. શ્રી સતગુરુ બ્રહમા હો વાચા, સ્વામીજી એણે મરત લોકમાં કોણ જપ તપ સાધી લીઆ જે એવા નીલસરગ પોચંતે

તે ભેદ કંથો હો સ્વામી શ્રીસરજનહાર ? શ્રી નારાયણ વાચા સુણો હો સતગુરૂ, જેણે મહા લક્ષમીની પુજા કરી છે, તે લોક ઈઆં વસતવા. શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી એ લોક અમર હુવા કે ના હુવા ? શ્રી નારાયણ વાચા ના સતગુરૂજી એ લોક અમર ના હુવા પંદરહજાર વરસની આવરદા ભોગવીને પછે મીરત લોક માંહે પડે પહેલો લખચોરાસી ભોગવી પછે મનખા દેહી ધરે છે. તીઆં મહા ધનવંત થાય મહા વેવારીઓ થાય. એવો મનખા દેહીનો અવતાર ભોગવે. શ્રી સતગુરૂ બ્રહમા વાચા સ્વામીજી તે શીઆ માટે ? શ્રી નારાયણ વાચા એ ન ભેટંતે સતગુરૂ ન ઓળખંતે અવતાર પાત્ર એણે સતગુરૂ મુખે દાન ન દેતવા દસદોસ ન ખમતવા દેખત કનક કામીની પર જાયંતે પંજભુ આતમા વસ ન કરતવા, વેદ કુરાનની સાંખેઆ સુરત અસુરત કરતવા, તે કેમ પામે એવા અમર પદ હો સતગુરૂ !

શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા પાંચમો ઈંદ્ર ભવન તેનો એક લાખ જોજનનો ભુંભ વીસ્તાર છે, તીઆં મોહીની તો પાંત્રીસ કામ રૂપી અપસરા અને માહાદેવ રૂપી નીરમલા, અનેક માહા લીલા ભોગવંતે વીલાસ કરતવં, મન ઈંછા ભોજન પરવરતંતે, તીઆં નહી કોઈ બાલા નહી કોઈ વીરધા નહી કોઈ હીણા નહી કોઈ ખીણા, સર્વે એક ભાવના. શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી, ઈઆં કોણ લોક વસતવા, એણે મીરત લોક માંહે કોણ દાન પુન કરેઆ છે જે આવા ઈંદ્રભવન પોતા છે ? શ્રી નારાયણ વાચા સુણો હો સતગુરૂ એણે કીનેઆ દાન દીધા છે, જેણે લીલ પરણાવીઆ છે, તે લોક વસતવા. શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી એ લોક અમર હુવા કે નહી હુવા ? શ્રી નારાયણ વાચા ના સતગુરૂજી એ લોક અમર નહી હુવા, પાંત્રીસ હજાર વરસની આવરદા ભોગવીને પછે મીરત લોક માંહે પડે, આવાગમન મધે પહેલો અવતાર શેઠનો ભોગવે છે. શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી તે શીઆ માટે ? શ્રી નારાયણ વાચા એ ન ભેટંતે સતગુરૂ, એણે સતગુરૂ મુખે દાન ન દેતવા, ન ઓળખંતે અવતાર પાત્ર, દસદોસ ન ખમતવા દેખત કનક કામીની પર જાયંતે પંજભુ આતમા વસ ન કરતવા તે વેદ કુરાનની સાંખેઆ સુરત અસુરત કરતવા, તે કેમ પામે એવા અમર પદ હો સતગુરૂ ! તીઆં કોઈ નરગી, કોઈ આવાગમની, કોઈ રસાતાલ, અનંત જુગ અગોચર !

શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા છઠો રૂદ્રભવન એક લાખ જોજનનું ભુંભ વીસ્તાર છે, તીઆં મોહીની તો ચાલીસ કામ રૂપી અપસરા, અને મહાદેવ રૂપી નીરમલા, તીઆં અનેક અનેક માહા લીલા ભોગવંતે વીલાસ કરતવા, મન ઈંછા ભોજન પરવરતંતે, તીઆં નહી કોઈ બાલા નહી કોઈ વીરધા, નહી કોઈ હીણા નહી કોઈ ખીણા સર્વે એક ભાવના. શ્રી સતગુરૂ હો વાચા સ્વામીજી ઈઆં કોણ લોક વસતવા, એણે મીરત લોક માંહે કોણ દાન પુન કરતવા, જે એવા છઠે ભવન પોચંતે, તે ભેદ કંથો સ્વામી શ્રી સરજનહાર ? શ્રી નારાયણ વાચા સુણો સતગુરૂ, જેણે રતન પદારથનો દાન કરેઓ છે તે ઈઆં, વસતવા. શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી એ લોક અમર હુવા કે ના હુવા ? શ્રી નારાયણ વાચા ના સતગુરૂ એ લોક અમર નહી હુવા, ચાલીસ હજાર વરસની આવરદા ભોગવીને પછે મરત લોક માંહે પડે, આવાગમન મધે પહેલો અવતાર હસ્તીનો ભોગવે. શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા, સ્વામીજી તે શીઆ માટે ? શ્રી નારાયણ વાચા

ન ભેટંતે સતગુરૂ ન ઓળખંતે અવતાર પાત્ર એણે સતગુરૂ મુખે દાન ન દેતવા દસદોસ ન ખમતવા દેખત કનક કામીની પર જાયંતે પંજભુ આતમા વશ ન કરતવા વેદ કુરાનની સાંખેઆ સુરત અસુરત કરતવા તે કેમ પામે એવા અમરપદ હો સતગુરૂ, તીઆં કોઈ નરગી કોઈ આવાગમની કોઈ રસાતાલ અનંત કલપ અનંત જુગ નહી મરણા નહી જીવના અગોચર ભવો ભવંગ. (૬)

શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સાતસો ભવન તે કહીએ, અમરાપુરી તે એક કરોડ ને એક લાખ ને સાત હજાર જોજનનો બુંભ વીસ્તાર છે, તીઆં કોઈ કોઈ પોચંતે તીઆં સુખે સોતા ચેન શરીરે. તીઆં મોહીની સતર તે સુરજ રંગની સતર ચંદરવરણી, ચાર ચાર દેવ કનેઆ એક બેડી અરધા અંગના મીરત લોકની સતી સાધવી, તે તીઆં પટરાણી થાય, તે સુણો હો મુનીવરો તીઆં મન ઇચ્છા ભોજન પરવરતંતે અનેક અનેક બહુ લીલા ભોગવતે બહુ વીલાસ કરતવા અનેક અનેક બહુ નુર ફલ પાવંતે સવા ભારનૂં આહાર ભોગવંતે ઉપર કલપ વરખની છાયા થાય, તીઆં માણેક મોતી રતન પદારથ મધે વસતવા તીઆં દેહી નુરાની તેજ રૂપી દીસંતે અનેક અનેક વસ્ત્ર નુરાની પરવરતંતે તીઆં મોતી પદારથ હીંડોલા ખાટે જડે અંતે તીઆં મુનીવર પોઢંતે, તીઆં નહી કોઇ બાલા નહી કોઇ વીરધા નહી કોઈ હીણા ન ખીણા સરવે એક ભાવના. શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી અમરાપુરી માંહે કેવા છે ઘર? શ્રી નારાયણ વાચા સુણો હો સતગુરૂ, આઠ હજાર ચારસો ને એકવીસ જોજન અમરાપુરીનો કોટ, દરવાજે માણક મોતી જડીઆ છે, બે હજાર ચારસોને એકવીસ જોજન કોટ માંહે ઘર તેનો પાયો પહોળો છે. અગીઆર હજાર પાંચસો ને એકવીસ કુંગરા એ પુરીને જડેલા છે, એ ઘરને સાત હજાર બારણાં છે, એ ઘરને સોનાની ઇંટુ અને રૂપાની વરીઉં ને કસ્તુરીના ગારા છે, તે તમે સુણો મુનીવરો ચાલીસ લાખ જોજન એક એક અવાસ ઉચો છે, એ ઘરને આંગણે પાંચસો કુંવર નુરાની સોનાની દડીએ રમે છે, એ ઘરને જમણે પાસે સાત સરોવર અમીના ભરીઆ છે, તે સરોવરની પાર છે તે તમે સુણો હો મુનીવરો, માણક મોતી રતન પદારથની તે સરોવર માંહે વેલુ ઘણી પડી છે, એક એક મુનીવરને એવા ઘર આલસે એકોતેર (૭૧) માઈના પુરીઆ એકોતેર બાપના પુરીઆ અને સાત પેઢી સાસરાની એવા વર મુનીવરને આપશે, તે સરવેને તેડીને વઇકુંઠ માંહે જાય, તીઆં એક વૈતરણી નદી વહે છે, તે નદી ઉતરીને જાવું છે, જે કોઇ સંસાર માંહે વૈતરણી નદી ઉતરેલો હસે, તે શ્રી સતગુરૂને વચને અને નારાયણને વચને તે તીઆં ઉતરસે, બાકી સરવે ઉભા થઇ રહેશે, જો કોઈ મુનીવર સાચા હશે, તે શ્રી સતગુરૂને વચને અને શ્રી નારાયણને વચને અમરાપુરી જાયસે, તે તમે સુણો હો મુનીવરો. શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા, સ્વામીજી એણે મૃત્યુ લોક માંહે શી કમાઈ કીધી છે જે એવી અમર ભોમ અમરાપુરી પામેલા છે? શ્રી નારાયણ વાચા સુણો હો સતગુરૂ, એણે મૃત્યુ લોક માંહે સતપંથ ધીયાઆ છે, અને સતગુરૂ બ્રહમાજીને ઓળખીઆ છે, અને ખરી દસોંદ નારાયણને આપી છે, સતગુરૂ મુખે દાન દીધા છે એણે દસ દોસ ખંમેઆ છે. એણે પંજભુ આતમા વશ કરીઆ છે. એણે વેદ કુરાનની સાખેઆ પાળી છે તે એવો સાતમો ભવન અમરાપુરી પામેલા છે, સમાપ્ત ભવસતો (૭)!

આઠમો ભવન તેનો એક નામ તો નિરકાર અને બીજો નામ તો લોહકલમ, એક લાખ જોજન તેનો બુંભ વીસ્તાર છે, તીઆં સરવે સુન છે, તીઆં સરવે મલાએક રહેલા છે. દેવ દેતવા સો નર મુનીવરો જેમ સોના કસોટી માંહે સોનું કસીએ, તેમ સતપંથ વાટ મુનીવર કસીએ, હકીકતી મુનીવર સરજંતે, તે મોર મુગટ પામંતે તે ભવોભવ સતપંથ સદા ઉત્તમ હો મુનીવરો. (૮)

શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા નવમો ભવન તેનો એક નામ તો કુરસી, અને બીજો નામ તો નિરાકાર, તેનો તેજ તે અનત તેજ અનત તેજ અનતજોત, કુરસીનો બુંભ વીસ્તાર છે. શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા કુરસી કોણ રૂપી, તીઆં કોણ રચના રચી છે, એ ગીનાન કંથો હો સ્વામી શ્રી સરજનહાર ? શ્રી નારાયણ વાચા સુણો હો સતગુરૂ, કુરસીઆ કુદકી તીઆં સરવે ફરમાન દેસે એક જવેર એક ચસમુ છે. એક નર એક નુર માધા પીઆલા સાહેબના સઉના હાથ માંહે ભરેલા હશે, તીઆં હસીઆ ખમેઆ કરતવા. કુરસીની એવી રચના રચી છે તે તમે સુણો હો મુનીવર રીખીસરો. (૯)

શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા દસમુ ભવન તેનું એક નામ તો અરશ અને તેનો અનત તેજ અનત જોત, તેજ રૂપી તો નિરંજન અને નુર રૂપી તો નારાયણ, કવંગ થાનક વીસ્તાર, તે અરશ કવંગ રૂપી, શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા તે ગીનાન કંથો હો સ્વામી શ્રી સરજનહાર, શ્રી નારાયણ વાચા સુણો હો સતગુરૂ, અરશ નુર રૂપી તીઆં અનત નુર, અનત તેજ બુંભ વીસ્તાર છે તીઆં નુર રૂપી શ્રી સરજનહાર ? શ્રી પરમેશ્વરં, જુગત જીવનં તે સાહેબ તીઆં વસે છે તેજના વખત ઉપર તીઆં નુરતજલા છે નુરરૂપી નિરંજન તીઆં વસે છે. તીઆં અગમ અગોચર તીઆં સાહેબ અમર છે. તેના હુકમથી સરવે શ્રેષ્ટ ચાલે છે અને દશ અવતાર તેજ નુરના છે તે જે અવતારનો હુકમ હોય તેને સાહેબ કરી મનો જેનો હુકમ ઉતરેઓ તેનો અમલ ઉતરેઓ, જે અવતારનો વારો વહે, તેના હુકમ માંહે સઉ કોઈ રહે, મરત લોક માંહે જે રૂપે બ્રહમા વિશ્નુ મહેશ્વર હોય, તે રૂપને ધીઆઈએ ભાઈ તે રૂપને ધીઆઈએ, દસમું ભવન સમાપ્ત ભવસતો (૧૦)!

શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા એક એક ભવન પાંચ લાખ ને ચાલીસ હજાર જોજન ઉંચો છે, એક એક ભવનનું જોજન દલ છે. એવા દસ ભવન છે, તેનું સુમાર શ્રી નારાયણે બાંધેઆ છે, શ્રી સતગુરૂએ સંભળાવેલો છે, એટલા જોજન તેનું હીસાબ છે તે સુણો હો મુનીવરો !

શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા નવ પદમ અડતાલીસ નીલ, ચોતરોસ ખરવ ને ઓગણોતેર અબજ, સતાણું કરોડ, પાંસઠ લાખ પંચાવન હજાર, પાંચસો ને એકવીસ જોજનનું સરવાળો છે. સાત પાતાલ ને નવખંડ પીરોથમી અને દસ આસમાન સંપુરણ સમાપ્ત ભવસતો પુરા થીઆ છે.

શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી કોણ પાસેથી કોણ હુવા તે ભેદ કંથો હો શ્રી સરજનહાર ? શ્રી નારાયણ વાચા સુણો હો સતગુરુ તે જોત સરૂપી શ્રી નારાયણ આપોઇ આપ, તેજ રુપથી બ્રહમા વીઆપ, બ્રહમા પાસેથી ભયા અહુંકાર, અને અહુંકાર પાસેથી ચાર વેદ હુઆ, ચાર વેદ પાસેથી હવા હરસ હુવા, હવા હરસ પાસેથી ધરમ હુઆ, ધરમ પાસેથી ઉધક હુઆ ઉધક પાસેથી પરથમી આકાસ સર્વે હુઆ, તીસ મધે છપન કરોડ જોજન મીરત

લોકનું વીસ્તાર છે, પરથમીની પીઠ બાંધી છે, તીસ મધીએ ચાર કરોડ જોજન પુરવ દીસે અજવાલું છે. અને ઈશાન ખુણ માંહે બે કરોડ જોજન અંધકાર છે, બાકી સર્વે ચાંદા સુરજનું અજવાલું છે અને અંધકાર માંહે મીરત લોકના જીવ રહે છે. જેને સરગ માંહેથી આવાગમન છે, તે એવી અંધકાર માંહે રહે છે, તે ઇશાન ખુણ માંહે અંધકાર છે, અને ઉત્તર દીસ માંહે મેરૂ પરવત છે, અને પરથમી માંહે ત્રણ અરૂણ છે, તેના નામ દગક, ચપક, નમક, અને પરથમી માંહે ત્રણ રણ છે, તે રણના નામ અરૂણ છે, અને પરથમી સાડાત્રણ પીઠ છે, એક કુંવારી ધરતી, અને બીજી વુઠાસ ધરતી. અને ત્રીજી પગજાલ ધરતી, અને અરધો પગ બલ-રાજાની પીઠ ઉપરે ધરેઓ છે, એવી રીતે સાડાત્રણ પીઠ છે. શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી પરથમી માંહે કેટલાક શણગાર છે, તે ભેદ કંથો શ્રી સરજનહાર ? શ્રી નારાયણ વાચા સુણો હો સતગુરૂ પરથમી માંહે સોલ શણગાર છે, તે સોલે શણગારનાં સ્ત્રીનાં નામ છે, પરથમ મડન વીલાસ શણગાર (૧) બીજો ચાર હસા શણગાર (૨) ત્રીજો વીસવા લોચન શણગાર (૩) ચોથો કમખી શણગાર (૪) પાંચમું સામરી શણગાર (૫) છઠ્ઠું પદમણી શણગાર (૬) સાતમું હસતની શણગાર (૭) આઠમું ચેતની શણગાર (૮) નવમું સોખણી શણગાર (૯) દસમું મારતા ચેત શણગાર (૧૦) અગીઆરમું ઉરવાસી શણગાર (૧૧) બારમો મેલતમ શણગાર (૧૨) તેરમો મજરોદોક શણગાર (૧૩) ચઉદમો મઉત્રાએ શણગાર (૧૪) પંદરમો મકાસર શણગાર (૧૫) સોલમો સોભા શણગાર (૧૬) એવા સોલ શણગાર સ્ત્રીની જાતમાં છે, શ્રી સતગુરૂ પુછે શ્રી નારાયણ વાચા પરથમી માંહે અસટ કરોડ પરવત છે, અને પાંચ નદીઉ છે તે સુણો હો સતગુરૂ પરથમ મીલીઆગર પરવત, અને બીજો હેમાચલ પરવત, અને ત્રીજો ધરણાગર પરવત, અને ચોથો વીંધીઆચલ પરવત, અને પાંચમો ગીરીચલ પરવત, અને છઠમો કોઈલચલ પરવત, અને સાતમો સવા લાખ પરવતનો એક પરવત, અને આઠમો ઉતરદીસ માંહે મેરૂ પરવત, જેને આધારે સાત પાતાલ એકવીસ બ્રહ્માંડ બાંધેઆ છે.

શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામી એકવીસ પુરી કંથો હો સ્વામી શ્રી સરજનહાર ? શ્રી નારાયણ વાચા સુણો હો સતગુરૂ, મેરૂ આધારે એકવીસ પુરી, તેને એકવીસ સરગ કહે છે, તે ઉપરે ચાર દસ માંહે ચાર ખુણ છે, તે ખુણ માંહે આઠ પુરીઉં છે, તે એકવીસમી અમરાવતી પુરી તેમાં આમું રાજા રાજ કરે છે, તે માંહે પહેલી પછમ દીસ માંહે ધરણાવતી પુરી છે, અને દખણ દીસે આઠ મુની સીધ છે. તે માંહે પહેલો મુનીવરા મુની, બીજો ભેરવ મુની, ત્રીજો સેલાર મુની, અને ચોથો મુગટ મુની, અને પાંચમો હારી મુની, અને છઠમો હીરા, અને સાતમો સમરત, અને આઠમો પ્રજાપત મુની, એવા આઠ નામના મુની છે, અને પુરવ દીસે જાંબુ વીરખ છે, તેનો પાંચ હજાર જોજનનો વીસ્તાર છે, તે વરખનો ફલ હસતી પરમાણે છે, તે ઉતર દીસે રાજા ધરમ રાજ કરે છે, તીઆં સર્વે સોવરણા મેહ વરસે છે, એક પેલી ઇસાન ખુણ માંહે પુરી છે, તીઆં રાજા આમું રાજ કરે છે, અને અગની ખુણ માંહે પુરી છે, તીઆં રાજા કુબેર રાજ કરે છે, અને નઇરૂત ખુણે એક પુરી છે અને વાયવ્ય ખુણે એક પુરી છે, એવી આઠ દીસાએ આઠ પુરીઉં છે, તેમાં અજવાલું પડે છે ઉતર દીસ

માંહે મણી છે તેનું નામ પરકાસ મણી છે, અને ઈસાન ખુણ માંહે મણી છે તેનું નામ ઈંદ્રકાલ મણી છે, અને પુરવ દીસે મણી છે તેનું નામ પરભાત મણી અને અગની ખુણ માંહે મણી છે તેનું નામ તેજ જકાર મણી, અને દખણ દીસ માંહે મણી છે તેનું નામ ચંદ્રકાંત મણી છે અને નઈરૂત ખુણ માંહે મણી છે તેનું નામ સેસરંભા મણી છે, અને પછમ દીસ માંહે મણી છે તેનું નામ પરકાલ મણી છે, અને વાયવ્ય ખુણ માંહે મણી છે તેનું નામ આદ્યકાલ મણી છે, અને તીઆં તેત્રીસ કરોડ દેવતાનો વાસ છે, અને તીઆં બાવન ચંદન છે તે સાતસો જોજન ઉંચો છે, અને પીસતાલીસ જોજન ફરતો પોહોળો છે, અને એક હજાર એકવીસ જોજન તેની છાયા પડે છે, અને મેરૂ ઉપરે બાર (૧૨) મેઘ છે, અને મેરૂ પરવત ઉપરે એ અગીઆર સીધ છે તેનાં નામ સુણો હો મુનીવરો પરથમ ચાક સીધ છે અને બીજો હામવતી સીધ છે. ત્રીજો દેવતા સીધ અને ચોથો નગ સીધ, પાંચમો નીલ સીધ. અને છઠમો સેવત સીધ. સાતમો ઉંચ સીધ. અને આઠમો મગલા સીધ, નવમો ગદમ, અને દસમો આમરીઆદ સીધ અને અગીઆરમો સરના સીધ. એવા અગીઆર સીધ છે, અને એક એક સીધને અંતરો ત્રણ ત્રણ હજાર જોજનનો છે, ત્રીસ જોજન વેગળા છે, એકસો એકસો જોજન સીધ જાડા છે, અને એંસી હજાર જોજન આઠ સીધ સર્વ મલી ઉંચા છે, અને આઠ સીધ ઉપર આઠ ભેરવ રહે છે કઉંચા સીધ ઉપર અંબર ભેરવ રહે છે તેનો સેન નવ કરોડ છે, અને હેમાવતી સીધ ઉપરે અસુધ ભેરવ રહે છે અને તેનો શેન ઇઠોતેર હજાર દેવીનો છે, અને દેવચા સીધ ઉપરે અમર ભેરવ રહે છે તેનો સેન અઉંઠ કરોડ ભુતનો છે, એંસી હજાર જોજન તે સીધ ઉંચા છે, અને અગન સીધ ઉપર અકળ ભેરવ રહે છે તેનો સેન છંપન કરોડ અંબાદી ભવાની છે, તે એંસી હજાર જોજન ઉંચું છે, અને સીવતા સીધ ઉપરે અવીકાલ ભેરવ રહે છે, તેનો સેન ચોતરીસ લાખ જોગણી રૂધર ભરખી રહે છે, તે સીધ એંસી હજાર જોજન ઉંચો છે અને બીજા ત્રણ સીધ ઉપરે ત્રણ પુરી વસે છે, તે ત્રણુ સીધ કીઆ કીઆ છે. ઉંચ સીધ, સરમા સીધ, ઉતરીઆ આદ્ય સીધ, એ ત્રણ સીધ છે, અને ત્રણ પુરીના નામ છે, પહેલી બ્રહ્મા પુરી, બીજી વિશ્નુ પુરી, ત્રીજી રૂદ્ર પુરી, જુમલે એ ત્રણ પુરી છે તે પુરી માંહે લોક વસે છે. તેની વીગત છે, પ્રથમ રૂદ્ર પુરી માંહે બાર અગન રહે છે, છે, તેના નામ સુણો હો મુનીવરો, પ્રથમ મુગતી કોર પાવક, અને બીજો માતુ પાવક, ત્રીજો મલ સીરીઓ પાવક, ચોથો દેવકી પાવક, પાંચમો મહલ પાવક, છઠમો ગીરત પાવક, સાતમો પની પાવક, આઠમો પીતલ પાવક, નવમો દખણ અગુ પાવક, અને દશમો એ પાવક, અને અગીઆરમો ગુરૂ પતી પાવક, અને બારમો દેવતા પાવક (૧૨) એવી દુવાદસી અગન વસે છે, એ વિશ્નુ પુરી માંહે અને બ્રહ્માજ પુરીમાં દુવાદસ બ્રહ્મ રહે છે, તે બ્રહ્માની ગીનાનની દેહી છે, તીઆં તેની જાતો બ્રહ્મ દુવાદસ, તે બાર બ્રહ્માના નામ સુણો હો મુનીવરો, પહેલો ગીનાન બ્રહ્મ, બીજો જઉનાદ બ્રહ્મ, ત્રીજો અવીઆગત બ્રહ્મ, ચોથો આદ્ય બ્રહ્મ, પાંચમો બ્રહ્મા પતી બ્રહ્મ. છઠો પ્રજાપત બ્રહ્મ, સાતમો આવા કપત બ્રહ્મ, અને આઠમો જીદાર બ્રહ્મ, અને નવમું સત બ્રહ્મ, અને દસમું સત ગુર બ્રહ્મ,

અને અગીઆરમું પ્રજાપત બ્રહમ, બારમો પ્રજાવાસ બ્રહમ, તીઆં પ્રજાપતી બ્રહમા વસે છે બ્રહ્મપુરી માંહે દુવાદસી બ્રહમ વસે છે, ત્રીજી વિશ્નવ પુરી માંહે નર બાર વસે છે, તે સુણો હો મુનીવરો પ્રથમ અલગ નર (૧) બીજો પુરી બ્રહમા નર (૨) ત્રીજો સદાશીવ નર (૩) ચોથો વિશ્નવ નર (૪) અને પાંચમો રૂદ્ર નર (૫) અને છઠો પુરૂશ નર (૬) અને સાતમો વેરા નર (૭) અને આઠમો સકત નર (૮) અને નવમો બ્રહમા નર (૯) અને દસમો વીવેક સાન નર (૧૦) અગીઆરમો પુરવા નર, (૧૧) અને બારમો અલખ નર, (૧૨) તે અગીઆર કરોડ જીવસું વસે છે, એવી ત્રણ પુરી સમાપ્ત ભવસતો.

શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા તે ઉપરે પચવીસ જોજન માયાપુરી વસે છે. તીઆં ચેતની માયા રહે છે, અને તીઆં નવ સકત રહે છે. પ્રથમ ચેતની માયા શક્તિ, અને બીજી જસોવરી દેવી શક્તિ, અને ત્રીજી ભદ્રકાળી શક્તિ, અને ચોથી નારાયણી શક્તિ, અને પાંચમી સમેઆ દેવી શક્તિ, અને છઠી વરણાવતી શક્તિ, અને સાતમી ભગવંતી શક્તિ. આઠમી બાલાદેવી શક્તિ, અને નવમી ચંદ્રાએની શક્તિ, એવી નવ શક્તિ માયાપુરી માંહે વસે છે, શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા માયાપુરી ઉપરે પચીસ હજાર જોજન આએ વંશનુ લક્ષમી રહે છે. તે પુરીનો નામ ક્ષીરસાગર પુરી છે, અને આદ્ય વિશ્નુ મીરત લોક માંહે આવીઆ છે, શ્રી સતગુરૂ બ્રહમાને કોલ આપીઓ છે, તે માટે અવતાર લીધો છે, અને ક્ષીરસાગર માંહે પુરી છે તે માંહે લક્ષમી દેવી રહે છે, એ ખબર સતગુરૂ બ્રહમાને છે, બીજા કેને નથી. શ્રી નારાયણની ગત કેને માલુમ નથી, એની વાત તે અકળ ગત છે, જેને સતગુરૂ બ્રહમાજી નથી મલેઆ, અને અવતાર પાત્ર નથી જાણુતા, અને અથરવેદની વારતા નથી જાણુતા, તે સ્વર્ગની વાત શું જાણે, અને મેરૂ પરવતની વારતા શું જાણે, ક્ષીરસાગર ઉપર અમરાવતી પુરી છે, તીઆં આમું રાજા રાજ કરે છે, તે તમે સુણો હો મુનીવરો, શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા મેરૂ આધારે એકવીસ સ્વર્ગ બાંધીઆ છે, તેને એકવીસ બ્રહ્માંડ કહે છે, તથા એને એકવીસ પુરી કહે છે, એ ગીનાન કંથો હો સ્વામી શ્રી સરજનહાર શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા શ્રી નારાયણ વાચા સુણો હો સતગુરૂ, એકવીસ પુરીની વાત, પહેલી પુરી મધે ભુત રાજા રાજ કરે છે, તેનો નામ ભુત સુપાત છે, શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી એ લોક અમર હુવા કે ના હુવા? શ્રી નારાયણ વાચા સતગુરૂ એ લોક અમર ના હુવા, એણે મીરત લોક માંહે પોતાની દેહી પુજાવી છે, અને જાહેર થઇને રહેલા છે, તે માટે એ બત્રીસ વરસની આવરદા ભોગવીને પછી મીરત લોક માંહે પડે, આવાગમન મધે લખ ચોરાસી ભોગવીને પછી પહેલો અવતાર જે કોઈ ભુત ભગતી કરતો હોય તેને ઘરે અવતરે, શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી તે શીઆ માટે ? શ્રી નારાયણ હો વાચા, તે ન ભેટંતે સતગુરૂ, ન ઓળખંતે અવતાર પાત્ર, એણે સતગુરૂ મુખે દાન ન દેતવા, દસદોસ ન ખમતવા, દેખત કનક કામીની પર જાયંતે, પંજભુ આતમા વશ ન કરતવા, વેદ કુરાનની સાંખેઆ તે સુરત અસુરત કરતવા, તે કેમ પામે એવા અમર પદ હો સતગુરૂ. (૧)

શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી બીજી પુરી મધે કોણ રાજા રાજ કરે છે તે ભેદ

કંથો હો સ્વામી શ્રી સરજનહાર ? શ્રી નારાયણ વાચા સુણો સતગુરૂ બીજી પુરી મોજીઓ રાજા રાજ કરે છે, શ્રી સતગુરૂ બ્રહમા વાચા સ્વામીજી એણે મીરત લોક માંહે શીઆ વીરત કરીઆ છે, જે એવા ઠામ પામીઆ છે, શ્રી નારાયણ વાચા સુણો હો સતગુરૂ, એણે મીરત લોકમાંહી દેવીની ઘણી ભક્તિ કરી છે તે માટે એવા ઠામ પામીઆ છે, શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી એ લોક અમર હુવા કે ના હુવા ? શ્રી નારાયણ વાચા નહી સતગુરૂ એ લોક અમર ના હુવા પચાસ વરસની આવરદા ભોગવીને પછે મોજીઆ દેવીનો ભગત હોય તેને ઘરે અવતરે, શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી તે શીઆ માટે ? શ્રી નારાયણ વાચા સુણો હો સતગુરૂ એ ન ભેટંતે સતગુરૂ, ન ઓળખંતે અવતાર પાત્ર, એણે સતગુરૂ મુખે દાન નદેતા, દસદોશ ન ખમતવા, દેખત કનક કામીની પર જાયંતે, પંજભુ આતમા વસ ન કરતવા, વેદ કુરાનની સાંખેઆ સુરત અસુરત કરતવા, તે કેમ પામે એવા અમર પદ હો સતગુરૂ. (૨)

શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી ત્રીજી પુરી મધે કોણ રાજા રાજ કરે છે, તે ભેદ કંથો હો સ્વામી શ્રી સરજનહાર ? શ્રી નારાયણ વાચા સુણો હો સતગુરૂ, ત્રીજી પુરી મધે સકત રાજા રાજ કરે છે તેના નામ તો ચાર છે, મસકી મેહેરાણી, (૧) ઉનકાએ કરણી (૨) આતસમી સતી (૩) તથા રાનલ, (૪) એવા ચાર નામ છે, સ્વામીજી એણે મીરત લોક માંહે શી કમાઈ કરી છે જે એવા ઠામ પામીઆ, શ્રી નારાયણ વાચા સુણો હો સતગુરૂ, જેણે શકતીની સેવા કરી છે, તે માટે એવા ઠામ પામીઆ છે, શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી એ લોક અમર હુવા કે ન હુવા ? શ્રી નારાયણ વાચા નહી સતગુરૂ એ લોક અમર નહીં હુવા, એક સો વરસની આવરદા ભોગવીને પછે મીરત લોક માંહે પડે, આવાગમન મધે લખ ચોરાસી ભોગવીને શકિત દેવીનો ભગત હોય તે ઘર અવતરે, શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા, સ્વામીજી તે શીઆ માટે ? શ્રી નારાયણ વાચા એણે ન ભેટંતે સતગુરૂ, ન ઓળખંતે અવતાર પાત્ર, એણે સતગુરૂ મુખે દાન ન દેતા, દસદોસ ન ખમતવા, દેખત કનક કામીની પર જાયંતે, પંચભુ આતમા વસ ન કરતવા, વેદ કુરાનની સાંખેઆ સુરત અસુરત કરતવા તે કેમ પામે એવા અમર પદ હો સતગુરૂ. (૩)

શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા ચોથી પુરી મધે કો રાજા રાજ કરે છે તે ભેદ કંથો હો સ્વામી શ્રી સરજનહાર ? શ્રી નારાયણ વાચા સુણો હો સતગુરૂ ચોથી પુરી મધે બ્રહમ રાકાસ રાજ કરે છે શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી એણે મીરત લોક માંહે શી કમાઈ કરી છે જે એવા ઠામ પામીઆ છે શ્રી નારાયણ વાચા સુણો હો સતગુરૂ એણે મીરત લોક માંહે બ્રાહ્મણની સેવા કરી છે તે એવા ઠામ પામીઆ છે, શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી એ લોક અમર હુવા કે ના હુવા ? શ્રી નારાયણ વાચા નહી સતગુરૂ એ લોક અમર ન હુવા, એકસો વરસની આવરદા ભોગવીને પછી મરત લોક માંહે પડે, આવાગમન મધે લખ ચોરાસી ભોગવી પછે જે બ્રાહ્મણનો સેવક હોય તેને ઘરે અવતરે, શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી તે શીઆ માટે ? શ્રી નારાયણ હો વાચા એણે ન ભેટંતે સતગુરૂ, ન ઓળખંતે અવતાર પાત્ર, સતગુરૂ મુખે દાન ન દેતવા, દસદોસ ન ખમતા, દેખત કનક ( સોનુ ) કામીની (સ્ત્રી) પર

જાયંત. પંજભુ આતમા વસ ન કરતવા, વેદ કુરાની સાંખેઆ સુરત અસુરત કરતવા. તે કેમ પામે એવા અમર પદ. (૪)

શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા. પાંચમી પુરી મધે કોણ રાજા રાજ કરે છે, તે ભેદ કથો હો સ્વામી શ્રી સરજનહાર, શ્રી નારાયણ વાચા પાંચમી પુરી મધે દેવતા રાકાસ રાજ કરે છે શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી એણે મીરત લોક માંહે શી કમાઇ કરી છે જે એવા ઠામ પામીઆ છે, શ્રી નારાયણ વાચા એણે મરત લોક માંહે મઘવા દેવની પુજા કરી છે તે એવા ઠામ ખમેઆ છે, શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી એ લોક અમર હુવા, કે ન હુવા? શ્રી નારાયણ વાચા નહી સતગુરૂ એ લોક અમર ન હૂવા, એકસો વરસની આવરદા ભોગવીને મરત લોક માંહે પડે આવાગમન મધે લખ ચોરાસી ભોગવીને પછે જે મઘવા દેવનો પુજારો હોય તેને ઘરે અવતરે, શ્રીસતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી તે શીઆ માટે? શ્રી નારાયણ વાચા એણે ન ભેટંતે સતગુરૂ, ન ઓળખંતે અવતાર પાત્ર, એણે સતગુરૂ મુખે દાન ન દેતવા દસદોસ ન ખમતવા, દેખત કનક ( સોનું ) કામીની ( સ્ત્રી ) પર જાયંતે પંજભુ આતમા વસ ન કરતવા, વેદ કુરાનની સાંખેઆ સુરત અસુરત કરતવા, તે કેમ પામે એવા અમરપદ હો સતગુરૂ. (૫)

શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી છઠી પુરી મધે કોણ રાજા રાજ કરે છે, તે ભેદ કંથો હો સ્વામી શ્રી સરજનહાર? શ્રી નારાયણ વાચા સુણો હો સતગુરૂ, છઠી પુરી મધે ગંધર્વ રાજા રાજ કરે છે શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી એણે મીરત લોક માંહે શી કમાઇ કરી છે જે એવા ઠામ પામીઆ છે શ્રી નારાયણ વાચા સુણો હો સતગુરૂ એણે મીરત લોક માંહે ભેરવની પુજા કરી છે તે એવા ઠામ પામીઆ છે, શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી એ લોક અમર હુવા કે ના હુવા? શ્રી નારાયણ વાચા સુણો હો સતગુરૂ એ લોક અમર ના હુવા, એકસો વરસની આવરદા ભોગવીને પછે મરત લોક માંહે પડે, લખ ચોરાશી ભોગવી પછે જે ભેરવનો સેવક હોય તેને ઘરે અવતરે, શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી તે શીઆ માટે? શ્રી નારાયણ હો વાચા એણે ન ભેટંતે સતગુરૂ, ન ઓળખંતે અવતાર પાત્ર, સતગુરૂ મુખે દાન ન દેતા, દસદોસ ન ખમતા, વેદ કુરાનની સાંખેઆ સુરત અસુરત કરતવા, દેખત કનક ( સોનું ) કામીની ( સ્ત્રી ) પર જાયંતે, પંજભુ આતમા વસ ન કરતવા, તે કેમ પામે એવા અમરપદ હો સતગુરૂ (૬)

શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી સાતમા પુરી મધે કોણ રાજા રાજ કરે છે તે ભેદ કંથો હો સ્વામી શ્રી સરજનહાર? શ્રી નારાયણ વાચા સુણો હો સતગુરૂ, સાતમી પુરી મધે ગણેશ રાજા રાજ કરે છે, શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી એણે મીરત લોક માંહે શી કમાઈ કરી છે જે એવા ઠામ પામીઆ છે, શ્રી નારાયણ વાચા એણે મીરત લોક માંહે ગણેશની પુજા કરી છે તથા ભગતી કરી છે તે માટે એવા ઠામ પામીઆ છે, શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી એ લોક અમર હુવા કે ના હુવા? શ્રી નારાયણ વાચા ના સતગુરૂ એ લોક અમર ના હુવા, એકસો વરસની આવરદા ભોગવીને પછી મીરત લોક માંહે પડે, તે

લખચોરાસી ભોગવીને પછી જે કોઈ ગણેશ દેવનો સેવક હોય તેને ઘરે અવતરે, શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી તે શીઆ માટે ? શ્રી નારાયણ વાચા એણે ન ભેટંતે સતગુરૂ, ન ઓળખંતે અવતાર પાત્ર, એણે સતગુરૂ મુખે દાન ન દેતવા, દશદોશ ન ખમતવા, દેખત કનક (સોનું) કામીની (સ્ત્રી) પર જાયંતે પંજભુ આતમા વસ ન કરતવા, તે વેદ કુરાનની સાંખેઆ સુરત અસુરત કરતવા, તે કેમ પામે એવા અમર પદ હો સતગુરૂ (૭).

શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા આઠમી પુરી મધે કોણ રાજા રાજ કરે છે. તે ભેદ કંથો હો સ્વામી શ્રી સરજનહાર ? શ્રી નારાયણ વાચા આઠમી પુરી મધે ભેરવ રાજા રાજ કરે છે શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી એણે મીરત લોક માંહે શી કમાઇ કરી છે જે એવા ઠામ પામીઆ છે, શ્રી નારાયણ વાચા એણે મરત લોક માંહે ભેરવની પુજા કરી છે તે એવા ઠામ પામીઆ છે, શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી એ લોક અમર હુવા કે ન હુવા ? નહી સતગુરૂ એ લોક અમર ન હુવા, એકસો વરસની ઓવરદા ભોગવીને પછી મરત લોક માંહે પડે, આવાગમન મધે લખચોરાસી ભોગવીને પછી જે કોઈ ભેરવનો સેવક હોય તેને ઘરે અવતરે, શ્રી સતગુર બ્રહમા વાચા સ્વામીજી તે શીઆ માટે ? શ્રી નારાયણ વાચા એણે ન ભેટંતે સતગુરૂ, ન ઓળખંતે અવતાર પાત્ર એણે સતગુરૂ મુખે દાન ન દેતા, દસદોસ ન ખમતવા દેખત કનક કામીની પર જાયંતે પંજભુ આતમા વંશ ન કરતવા, વેદ કુરાનની સાંખેઆ સુરત અસુરત કરતવા, તે કેમ પામે એવા અમરપદ હો સતગુરૂ. (૮)

શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા નવમી પુરી મધે કોણ રાજા રાજ કરે છે તે ભેદ કંથો હો સ્વામી શ્રી સરજનહાર ? શ્રી નારાયણ વાચા નવમી પુરી મધે રાજા અખેદેવ રાજ કરે છે, શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી એણે મીરત લોક માંહે શી કમાઇ કરી છે, જે એવા ઠામ પામીઆ છે, શ્રી નારાયણ વાચા એણે મીરત લોક માંહે ગરીબોને દાન પુન કરીઆ છે તથા શ્રી નારાયણનું સ્મરણ કર્યું છે. તે એવા ફલ પામીઆ છે, શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી એ લોક અમર હુવા કે ન હુવા ? શ્રી નારાયણ વાચા નહી સતગુરૂ એ લોક અમર નહી હુવા, બસો વરસની આવરદા ભોગવીને પછી મીરત લોક માંહે પડે, લખચોરાસી ભોગવી પછી જે કોઈ અખેદેવનું સેવક હોય તેને ઘર અવતરે, શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા, સ્વામીજી તે શીઆ માટે ? શ્રી નારાયણુ વાચા એણે ન ભેટંતે સતગુરૂ. ન ઓળખંતે અવતાર પાત્ર, એણે સતગુરૂ મુખે દાન ન દેતા, દસદોસ ન ખમતવા, દેખત કનક કામીની પર જાયંતે, પંજભુ આતમા વસ ન કરતવા. વેદ કુરાનની સાંખેઆ સુરત અસુરત કરતવા તે કેમ પામે એવા અમર પદ હો સતગુરૂ. (૯)

શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા દસમો પુરી મધે કોણ રાજા રાજ કરે છે તે ભેદ કંથો હો સ્વામી શ્રી સરજનહાર ! શ્રી નારાયણુ વાચા દસમી પુરી મધે રાજા સુરમાન રાજ કરે છે શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી એણે મીરત લોક માંહે શી કમાઇ કરી છે જે એવા ઠામ પામીઆ છે, શ્રી નારાયણ વાચા સુણો હો સતગુરૂ, એણે મીરત લોક માંહે સુરમાન દેવનું સમરણ કીધું છે તથા વેદ વાંચીઆ છે, તે માટે એવા ઠામ પામીઆ છે, શ્રી સતગુરૂ બ્રહમા

હો વાચા સ્વામીજી એ લોક અમર હુવા કે ના હુવા ? શ્રી નારાયણ વાચા નહી સતગુરૂ, એ લોક અમર ન હુવા, બસો વરસની આવરદા ભોગવીને પછી મરત લોક માંહે પડે, આવાગમન મધે લખ ચોરાશી ભોગવીને પછે જે કોઇ સુરમાન અવતારને પુજે છે અને વીરતીઆ વેદ વાંચે છે અને અથર વેદ નથી જાણુતા તેને ઘરે અવતરે, શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી તે શીઆ માટે ? શ્રી નારાયણ વાચા, એણે ન ભેટંતે સતગુરૂ. ન ઓળખંતે અવતાર પાત્ર, એણે સતગુરૂ મુખે દાન ન દેતવા, એણે દસદોસ ન ખમતવા, દેખત કનક (સોનું) કામીની (સ્ત્રી) પર જાયંતે, પંજભુ આતમા વશ ન કરતવા, વેદ કુરાનની સાંખેઆ તે સુરત અસુરત કરતવા, તે કેમ પામે એવા અમર પદ હો સતગુરૂ. (૧૦)

શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા અગીઆરમી પુરી મધે કોણ રાજા રાજ કરે છે તે ભેદ કંથો સ્વામી શ્રી સરજનહાર, શ્રી નારાયણ વાચા અગીઆરમી પુરી મધે રાજા સુરજ રાજ કરે છે, શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા એણે મીરત લોક માંહે શી કમાઈ કરી છે જે એવા ઠામ પામેલા છે. શ્રી નારાયણ વાચા, સુણો હો સતગુરૂ, એણે મીરત લોક માંહે સુરજની ભક્તિ કરી છે, એને સુરજ મંત્ર જાપ જપેલા છે, તે એવા ઠામ પામીઆ છે શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા, સ્વામીજી એ લોક અમર હુવા કે ન હુવા ? નહી સતગુરૂ એ લોક અમર ના હુવા, બસો વરસની આવરદા ભોગવીને પછી મીરત લોક માંહે પડે, આવાગમન મધે લખચોરાસી ભોગવીને પછી જે સુરજનો ભગત હોય તેને ઘરે અવતરે, શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી તે શીઆ માટે ? શ્રી નારાયણ વાચા એણે ન ભેટંતે સતગુરૂ, ન ઓળખંતે અવતાર પાત્ર, એણે સતગુરૂ મુખે દાન ન દેતવા, દસદોસ ન ખમતવા, દેખત કનક કામીની પર જાયંતે, પંજભુ આતમા વસ ન કરતવા, વેદ કુરાનની સાંખેઆ સુરત અસુરત કરતવા તે કેમ પામે એવા અમર પદ હો સતગુરૂ. (૧૧)

શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી બારમી પુરી મધે કોણ રાજા રાજ કરે છે, તે તે ગીનાન કંથો હો સ્વામી શ્રી સરજનહાર ? શ્રી નારાયણ વાચા બારમી પુરી મધે રાજા મુની રાજ કરે છે, શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી એણે મીરત લોક માંહે શી કમાઈ કરી છે જે એવા ઠામ પામીઆ છે, શ્રી નારાયણ વાચા સુણો હો સતગુરૂ એણે મીરત લોક માંહે મુનીજન હોઇ રહેલા હતા, તે મુની થઇને બોલતા નહી તે માટે એવા ઠામ પામીઆ છે, શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી એ લોક અમર હુવા કે ન હુવા ? નહી સતગુરૂજી એ લોક અમર ના હુવા, બસો વરસની આવરદા ભોગવીને પછી મીરત લોક માંહે પડે લખચોરાસી ભોગવી પછી જે મુનીદેવનું ભગત હોય તેને ઘરે અવતરે, શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી તે શીઆ માટે ? શ્રી નારાયણ વાચા એ ને ભેટંતે સતગુરૂ ન ઓળખંતે અવતાર પાત્ર સતગુરૂ મુખે દાન ન દેતવા, દસદોસ ન ખમતા, દેખત કનક (સોનું) કામીની (સ્ત્રી) પર જાયંતે પંજભુ અતમા વશ ન કરતવા, વેદ કુરાનની સાંખેઆ સુરત અસુરત કરતવા તે કેમ પામે એવા અમર પદ હો સતગુરૂ. (૧૨)

શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા તેરમી પુરી મધે કોણ રાજા રાજ કરે છે તે ભેદ કંથો

હો સ્વામી શ્રી સરજનહાર ? શ્રી નારાયણ વાચા સુણો હો સતગુરૂ, તેરમી પુરી મધે રાજા સુરદેવ રાજ કરે છે, શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી એણે મીરત લોક માંહે શી કમાઇ કરી છે, જે એવા ઠામ પામીઆ છે, શ્રી નારાયણ વાચા એણે મીરત લોક માંહે તીરથ જાત્રા કરી છે એને બ્રાહ્મણ પુજેલા છે તે માટે એવા ઠામ પામીઆ છે, શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી એ લોક અમર ના હુવા, કે ન હુવા ? શ્રી નારાયણ વાચા શ્રી સતગુરૂ એ લોક અમર ન હુવા. બસો વરસની વરસની આવરદા ભોગવીને પછી મીરત લોક માંહે પડે, લખચોરાસીના ફેરા ફરીને ઠાલા તીરથવાસીને ઘરે અવતરે, શ્રી સતગુરૂ બ્રહમાહો વાચા સ્વામીજી તે શીઆ માટે ! શ્રી નારાયણ વાચા એણે ન ભેટંતે સતગુરૂ, ન ઓળખંતે અવતાર પાત્ર, એણે સતગુરૂ મુખે દાન ન દેતવા, દસદોશ ન ખમતવા, દેખત કનક (સોનું) કામીની (સ્ત્રી) પર જાયંતે, પંજભુ આતમા વસ ન કરતવા. વેદ કુરાનની સાંખેઆ સુરત અસુરત કરતવા, તે કેમ પામે એવા અમર પદ હો સતગુરૂ. (૧૩)

શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી ચઉદમી પુરી મધે કોણ રાજા રાજ કરે છે, તે ભેદ કંથો હો સ્વામી શ્રી સરજનહાર ? શ્રી નારાયણ વાચા ચઉદમી પુરી મધે રાજા મરત રાજ કરે છે, શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી એણે મીરત લોક માંહે શી કમાઈ કરી છે જે એવા ઠામ પામીઆ છે, શ્રી નારાયણ વાચા એણે મરત લોક માંહે ચીત્રામણની પુજા કરી છે, તે એવા ઠામ પામીઆ છે, શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી એ લોક અમર હુવા કે ન હુવા ? ના સતગુરૂ એ લોક અમર ના હુવા, બસો વરસની આવરદા ભોગવીને પછી મીરત લોક માંહે પડે, લખચોરાસી ફરીને જે કોઇ ચતુર દેવનો સેવક હોય તેને ઘરે અવતરે, શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા, સ્વામીજી તે શીઆ માટે ? શ્રી નારાયણ વાચા એ ન ભેટંતે સતગુરૂ, ન ઓળખંતે અવતાર પાત્ર, સતગુરૂ મુખે દાન ન દેતવા, દસદોસ ન ખમતા. દેખત કનક (સોનું) કામીની (સ્ત્રી) પર જાયંતે પંજભુ આતમા વસ ન કરતવા, વેદ કુરાનની સાંખેઆ સુરત અસુર્ત કરતવા, તે કેમ પામે એવા અમર પદ હો સતગુરૂ (૧૪)

શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી પંદરમી પુરી મધે કોણ રાજા રાજ કરે છે તે ભેદ કંથો હો સ્વામી શ્રી સરજનહાર, શ્રી નારાયણ વાચા પંદરમી પુરી મધે રાજા ધર્મ રાજ કરે છે, શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી એણે મીરત લોક માંહે શી કમાઈ કરી છે જે એવા ઠામ પામીઆ છે, શ્રી નારાયણ વાચા, એણે મીરત લોક માંહે ધરમ કરીઆ છે, અને ગુરૂને માનીઆ છે, પણ શ્રેષ્ટ ગુરૂ નથી મળીઆ તે એવા ઠામ પામેલા છે, શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી એ લોક અમર હુવા કે ના હુવા ? ના સતગુરૂ એ લોક અમર ના હુવા, ત્રણસો વરસની આવરદા ભોગવીને પછી મીરત લોક માંહે પડે, લખચોરાસી ફરીને પછી જે સતગુરૂ બ્રહમાજી વીનેઆ ધરમ કરે છે તેને ઘરે અવતરે, શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી તે શીઆ માટે ? શ્રી નારાયણ વાચા એણે ન ભેટંતે સતગુરૂ, ન ઓળખંતે અવતાર પાત્ર, સતગુરૂ મુખે દાન ન દેતવા, દસદોસ ન ખમતવા, દેખત કનક (સોનું) કામીની (સ્ત્રી) પર જાયંતે, પંજભુ આતમા વશ ન કરતવા, વેદ કુરાનની સાંખેઆ સુરત અસુરત કરતવા તે કેમ પામે એવા અમર પદ હો સતગુરૂ. (૧૫)

શ્રી સતગુરુ બ્રહ્મા હો વાચા સોળમી પુરી મધે કોણ રાજા રાજ કરે છે, તે ભેદ કંથો હો સ્વામી શ્રી સરજનહાર ? શ્રી નારાયણ વાચા સોળમી પુરી મધે ગુપ્ત રાજા રાજ કરે છે, શ્રી સતગુરુ બ્રહમા હો વાચા સ્વામીજી એણે મીરત લોક માંહે દાન કરીઆ છે જે એવા ઠામ પામેલા છે, શ્રી નારાયણ વાચા સુણો હો સતગુરુ એણે મીરત લોક માંહે ગુપ્ત દાન દીધા છે, અને કોહોડા માંહે ઘાલીને દાન દીધા છે તે માટે એવા ઠામ પામીઆ છે, શ્રી સતગુરુ બ્રહ્મા હો વાચા સ્વામીજી એ લોક અમર હુવા કે ના હુવા ? શ્રી નારાયણ વાચા, ના સતગુરુ એ લોક અમર નહિ હુવા, ત્રણસો વરસની આવરદા ભોગવીને પછી મરત લોક માંહે પડે, આવાગમન મધે લખ ચોરાસી ફરીને પછી જે સતગુરુ વીના ગુપ્ત દાન દીએ છે તેને ઘરે અવતરે, શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી તે શીઆ માટે ? શ્રી નારાયણ વાચા સુણો હો સતગુરૂ, એણે ન ભેટંતે સતગુરૂ. નહી ઓળખંતે અવતાર પાત્ર, એણે સતગુરૂ મુખે દાન ન દેતા, દસદોસ ન ખમતા, વેદ કુરાનની સાંખેઆ સુરત અસુરત કરતવા, દેખત કનક કામીની પર જાયંતે, પંજભુ આતમા વસ ન કરતવા, તે કેમ પામે એવા અમર પદ હો સતગુરૂ.

શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી સતરમી પુરી મધે કોણ રાજા રાજ કરે છે, તે ભેદ કંથો હો સ્વામી શ્રી સરજનહાર ? શ્રી નારાયણ વાચા સતરમી પુરી મધે રાજા અમે રાજ કરે છે શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી એણે મીરત લોક માંહે શી કમાઇ કરી છે જે એવા ઠામ પામીઆ છે. શ્રી નારાયણ હો વાચા એણે વીશ્વાસ આણીને સઉને દાન દીધું છે તે માટે એવા ઠામ પામીઆ છે, શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી એ લોક અમર હુવા કે ના હુવા ? ના સતગુરૂ એ લોક અમર ન હુવા. ત્રણસો વરસની આવરદા ભોગવીને, પછે મરત લોક માંહે પડે, આવાગમન મધે લખ ચોરાશી ફરીને જયાં અમ દેવનો સેવક હોય તેને ઘરે અવતરે, શ્રી સતગુરૂ બ્રહમા વાચા સ્વામીજી તે શીઆ માટે ? શ્રી નારાયણ વાચા એણે ન ભેટંતે સતગુરૂ. ન ઓળખંતે અવતાર પાત્ર. એણે સતગુરૂ મુખે દાન ન દેતવા, દસદોસ ન ખમતવા દેખત કનક કામીની પર જાયંતે, પંજભુ આતમા વસ ન કરતવા. વેદ કુરાનની સાંખેઆ સુરત અસુરત કરતવા. તે કેમ પામે એવા અમર પદ હો સતગુરૂ. (૧૭)

શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી અઢારમી પુરી મધે કોણ રાજા રાજ કરે છે તે ભેદ કંથો હો સ્વામી શ્રી સરજનહાર ? શ્રી નારાયણ હો વાચા સુણો હો સતગુરૂ, અઢારમી પુરી મધે રાજા અમદેવ રાજ કરે છે, શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામી એણે મીરત લોક માંહે શી કમાઇ કરી છે, જે એવા ઠામ પામીઆ છે, શ્રી નારાયણ વાચા સુણો હો સતગુરૂ, એણે મીરત લોક માંહે ગરીબોને વસ્ત્રનાં દાન કીધાં છે, તથા અનનાં દાન કીધાં છે. તે માટે એવા ઠામ પામીઆ છે, શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી એ લોક અમર હુવા કે ન હુવા ? શ્રી નારાયણ વાચા ના સતગુરૂજી એ લોક અમર ના હુવા, ત્રણસો વરસની આવરદા ભોગવીને પછી મીરત લોક માંહે પડે. લખચોરાસી મધે પહેલો અવતાર જગન માંહે તલ તથા જવ તથા ધાન બાલેઆ છે, તે માંહે સજીવ થઇને અવતરે, શ્રી સતગુરૂ બ્રહમા હો

વાચા સ્વામીજી તે શીઆ માટે ? શ્રી નારાયણુ વાચા એણે ન ભેટંતે સતગુરૂ, ન ઓળખંતે અવતાર પાત્ર, એણે સતગુરૂ મુખે દાન ન દેતવા, દસદોસ ન ખમતવા, દેખત કનક (સોનું) કામીની (સ્રી) પર જાયંતે, પંજભુ આતમા વસ ન કરતવા, વેદ કુરાનની સાંખેઆ સુરત અસુરત કરતવા, તે કેમ પામે એવા અમર પદ હો સતગુરૂ. (૧૮)

શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી ઓગણીસમી પુરી મધે કોણુ રાજા રાજ કરે છે તે ભેદ કંથો હો સ્વામી શ્રી સરજનહાર ? શ્રી નારાયણુ વાચા ઓગણીસમી પુરી મધે રાજા વસકરમ રાજ કરે છે શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી એણે મીરત લોક માંહે શી કમાઈ કરી છે જે એવા ઠામ પામીઆ છે શ્રી નારાયણુ વાચા એણે મીરત લોક માંહે વસકરમની સેવા કરી છે, તથા ભગતી કરી છે તે માટે એવા ઠામ પામીઆ છે, શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી એ લોક અમર હુવા કે ન હુવા ? શ્રી નારાયણુ હો વાચા સુણો હો સતગુરૂ, એ લોક અમર ન હુવા, એ ત્રણુસો વરસની આવરદા ભોગવીને પછી મરત લોક માંહે પડે, આવાગમન મધે લખ ચોરાસી ભોગવીને પછી જે વસકરમ દેવનો સેવક હોય તેને ઘરે અવતરે, શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી તે શીઆ માટે ! શ્રી નારાયણુ વાચા એણે ન ભેટંતે સતગુરૂ, ન ઓળખંતે અવતાર પાત્ર, એણે સતગુરૂ મુખે દાન ન દેતવા, દસદોસ ન ખમતવા, દેખત કનક (સોનું) કામીની (સ્રી) પર જાયંતે, પંજભુ આતમા વશ ન કરતવા, વેદ કુરાનની સાંખેઆ સુરત અસુરત કરતવા, તે કેમ પામે એવા અમર પદ હો સતગુરૂ. (૧૯)

શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી વીસમી પુરી મધે કોણુ રાજા રાજ કરે છે તે ભેદ કંથો હો સ્વામી શ્રી સરજનહાર ? શ્રી નારાયણુ વાચા વીસમી પુરી મધે રાજા વિશ્વેશ્વર રાજ કરે છે, શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી એણે મીરત લોક માંહે શી કમાઇ કરી છે જે એવા ઠામ પામીઆ છે, શ્રી નારાયણુ વાચા એણે મીરત લોક માંહે વિશ્વેશ્વરની સેવા કરી છે, તથા વિશ્વેશ્વરનો જાપ જપીઓ છે તે માટે એવા ઠામ પામીઆ છે, શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી એ લોક અમર હુવા કે ના હુવા ? નહી સતગુરૂ એ લોક અમર ન હુવા, ચારસો વરસની આવરદા ભોગવીને પછી મરત લોક માંહે પડે, લખચોરાસી ફરીને પછી જે વિશ્વેશ્વરનો સેવક હોય તેને ઘરે અવતરે, શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી તે શીઆ માટે ? શ્રી નારાયણુ વાચા, એણે ન ભેટંતે સતગુરૂ, ન ઓળખંતે અવતાર પાત્ર, એણે સતગુરૂ મુખે દાન ન દેતવા, તે દસ દોસ ન ખમતવા, દેખત કનક કામીની પર જાયંતે, પંજભુ આતમા વશ ન કરતવા, વેદ કુરાનની સાંખેઆ સુરત અસુરત કરતવા, તે કેમ પામે એવા અમર પદ હો સતગુરૂ. (૨૦)

શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી એકવીસમી પુરી મધે કોણુ રાજા રાજ કરે છે, તે ભેદ કંથો હો સ્વામી શ્રી સરજનહાર ? શ્રી નારાયણુ વાચા એકવીસમી પુરી મધે વીધાતા રાજા રાજ કરે છે. શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી એણે મીરત લોક માંહે શી કમાઇ કરી છે જે એવા ઠામ પામીઆ છે, શ્રી નારાયણુ વાચા એણે મરત લોક માંહે વીધાતાની સેવા કરી છે, તે માટે એવા ઠામ પામીઆ છે, શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા સ્વામીજી એ

લોક અમર હુવા કે નહી હુવા ? નહી સતગુરૂ એ લોક અમર નહી હુવા, પાંચસો વરસની આવરદા ભોગવીને પછી મીરત લોક માંહે પડે, લખચોરાસી ફરીને જે કોઈ વીધાતાનો ભગત હોય તેને ઘરે અવતરે. શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા, સ્વામીજી તે શીઆ માટે ? શ્રી નારાયણ વાચા એણે ન ભેટંતે સતગુરૂ, ન ઓળખંતે અવતાર પાત્ર, એણે સતગુરૂ મુખે દાન ન દેતવા. દસદોસ ન ખમંતા, દેખત કનક કામીની પર જાયંતે પંજભુ આતમા વસ ન કરતવા વેદ કુરાનની સાંખેઆ સુરત અસુરત કરતવા, તે કેમ પામે એવા અમર પદ હો સતગુરૂ. એકવીસ પુરીઉં સંપુરણ થઈ સહી, એવી પીર ઇંદ્ર ઈમામદીને વાણી કહી.

## દરસન છની હરહકીકત સુણો હો મુનીવરો.

શ્રી સતગુરૂ બ્રહમ હો વાચા પરથમ બ્રહમા દરસન સુણો હો મુનીવરો, પરથમ કરતા જુગ માંહે શ્રી સતગુરૂનું નામ તો બ્રહમા, ત્યારે રૂગવેદના વારા હોતા, તે રૂગવેદ પરમાણે ચાલતા, ત્યારે સાહેબજીના અવતાર ચાર, શ્રી મછ, શ્રી કોરભ, શ્રી વારાહા, શ્રી નરશીંહ એવા અવતાર ચારની ભગતી કરતવા, જાપ જપતા, ખંમેઆ કરતવા, તે જારે કરતાજુગ સંપુરણ થયો, શ્રી સતગુરૂ બ્રહમાજીનો વારો ઉતરીઓ અને રૂગવેદનો વારો ઉતરીઓ, તારે રૂગવેદી બ્રાહ્મણનો ઠાલો ભેખ રહીઓ છે, તે માંહે બ્રહમા નથી.

જ્યારે બીજો ત્રેતાજુગ બેઠો તારે ગુરૂ વશિષ્ઠને હુકમ થયો છે, જે બ્રહમાનું કામકાજ અને બ્રહમાનુ તેજ તમ માંહે થયો છે, બ્રહમાનો હુકમ તમને આપીઓ છે. અને તમે બ્રહમાના અવતાર થયા છો, જ્યારે ત્રેતાજુગ પુરો થયો, ત્યારે યજુરવેદનો ચલણ ઉતરીઓ, ત્યારે ગુરૂ વસિષ્ઠનો ચલણ ઉતરીઓ છે, ત્યારે યજુરવેદી બ્રાહ્મણનો ઠાલો ભેખ રહીઓ છે, તે તે માંહે બ્રહમા નથી.

જ્યારે ત્રીજો દુવાપર બેઠો છે, ત્યારે ગુરૂ વિદુરવ્યાસને હુકમ થયો છે, જે ગુરૂ વસિષ્ઠનું કામકાજ તમે કરો, ગુરૂ વસિષ્ઠનું તેજ, ગુરૂ વસિષ્ઠનો હુકમ તમને થયો છે, તમે ગુરૂ વસિષ્ઠના અવતાર થયા છો, અને શામવેદનું ચલણ થયું છે, જ્યારે દુવાપરજુગ ઉતરીઓ છે, તારે ગુરુ વિદુરવ્યાસનો વારો ઉતરીઓ છે. ગુરૂ વિદુરવ્યાસનો ચલણ ઉતરીઓ, તારે શામવેદનો ચલણ ઉતરીઓ છે, તારે શામવેદી બ્રાહ્મણનો ઠાલો ભેખ રહીઓ છે, તેમાં બ્રહમા નથી, ગુરૂ બ્રહમા, ગુરૂ વસિષ્ઠ, ગુરૂ વિદુરવ્યાસ, જ્યારે વઇ ગયા, તારે ઠાલા ભેખ રહીઆ છે, તે માંહે બ્રહમાજી નથી, શ્રી સતગુરુ બ્રહમાજીને મલે તો છુટકો થાય, અને જે ઠાલા વેદને પુજે તેમાં છુટકો નથી, એ બ્રહમ દરસન સમાપત ભવસતો.

શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા. બીજો નાયક દરસન, તેને સન્યાસી દરસન પણ કહે છે, તે સુણો હો મુનીવરો, ત્રેતાજુગ મધે કઈલાસ પુરી માંહેથી ઇશ્વર તથા પારવતી બ્રહમપુરી માંહે આવીઆ છે, અને બ્રહમાને કહીઓ છે જે તમે બ્રહમપુરી ઉઘાડસો, તારે બ્રહમાજીએ બ્રહમપુરી ઉઘાડી છે, તારે તે પુરી માંહે ગયા છે, તારે બ્રહમાજીએ ઈશ્વર તથા પારવતીને માન ઘણું દીધું છે, પોતાનું સિંહાસન બેસવાનું આપીયું છે, પછી સાવંત્રીજીએ તથા પારવતીજીએ બેએ મલીને વીચાર કરીઓ છે, જે બેએ મલીને કહીઓ છે જે, સ્વામીજી અમ જેવી

કોઈ બીજી સતીઉં છે કે નહી, તારે ઈશ્વર કેવા લાગા છે જે તમે સતીઉં કસા માંહે નથી, મીરત લોક માંહે અનસુયા સતી છે, તે માહા સતી છે, તારે પારવતી અને સાવંત્રીએ કહીઓ છે, સ્વામી તમે એવી વાત શું કરો છો, પણ અમથી મોટી સતી કોઈ નથી, એમ બે સતીએ ગુમાન કીધું છે, તારે બ્રહમા અને ઇશ્વરે કહીઓ છે જે, અમે અનસુયા સતીને ઘરે જાઇએ છઈએ, પછી તમે આવીને અમને ઓળખી લેજો, તો તમે પતીવ્રતા માહા સતીઉં છો, પછી બ્રહમા ઇશ્વર મીરત લોક માંહે આવીઆ છે, તારે શ્રી રામચંદ્રજી અને કુંભકરણ બે વઢતા હતા, જયારે રામચંદ્રજીએ લંકા ભાગી, અને રાવણ મારીઓ, તારે સુદરસન ચક્રને હુકમ થયો જે, જીઆં દાનવનું બીજ હોય તેને જઈને મારો, અને જેને ગીરભ હોય તેનાં પેટ ચીરીને ગીરભ કાઢીને મારો, તારે સુદર્શન ચક્ર સર્વેનાં પેટમાંથી ગીરભ કાઢીને મારીઆ, તારે કુંભકરણની એક વઉં હતી, તેના પેટમાં ગીરભ હતું તેને માસ પુરા થયા હતા, તેણે શું કરીઉ જે એક દેરો ઠાકોરનો હતો, તેમાં આગળ હંમેશ શ્રી રામચંદ્રજી બેસતા હતા, તે જગાને વર હતો, તે સુરતને પછવાડે જઇને છીપી રહી, તે જીઆં કુંભ-કરણની વહુ છીપી હતી તીઆં સુદર્શન ચક્ર નહી ગયો, તે માટે ઉગરી તેને દીકરો એક થયો, તેનું નામ કુંભકા કુંવર રાખીઉ હતું, તે કુંવર વરસ બારનો થયો, ત્યારે તેની માતાને પુછવા લાગો જે મારો બાપ દાદા કોઇ દેખાતા નથી, તે કીઆં ગયા છે, તારે તેની માતા કેવા લાગી જે તારા બાપ ને દાદાને શ્રી રામચંદ્રજીએ મારી નાખેલા છે, તું એવો કયારે થાઇશ જે તારા બાપ દાદાનું વેર લઈશ તારે તેને મેણું લાગો છે, તારે તપ કરી માહાદેવ પાસેથી વર લઇને શ્રી રામચંદ્રજી સાથે વઢવાને ગયો છે, તારે તે રામચંદ્રજી શું બહુ વઢઓ છે, તારે રામચંદ્રજીએ પુછીઉં જે એ કોણ છે એને કોણે વર આપીઓ છે તારે કહેઉ છે જે એ કુંભકરણનો છોકરો છે, એને મહારૂદ્રે વર આપીઓ છે, અને એનું નામ તો કુંભકા છે એણે તપ કરીઓ છે, તારે માહારૂદ્ર પરસન થયા ને વર આપીઓ છે તારે રામચંદ્રજીએ સાચું માનીઉ છે, ત્યારે શ્રી રામચંદ્રજીએ જુધ કરીને સીતા લાવેલા છે, આ તે દાડાની વાત છે, બ્રહમા તથા ઇશ્વર બેઇ અનસુયા સતીના ઘરે આવેલા છે તારે અનસુયા સતી ઘણી રાજી થઈ છે, જે સ્વામીજી અમારા ભાગ જે તમો અમારા ઘરે આવેલા, તારે બ્રહમાજી તથા ઇશ્વર કહેવાને લાગા જે અમો તમારા ઘરે આવીઆ છઈએ તે તમો અમોને જમાડસો, તારે અનસુયા સતીએ કહીઉ છે જે અમો તમને જમાડસું, તારે બ્રહમાજી તથા ઈશ્વર કેવાને લાગા છે જે તમે અમોને નગન થઇને જમાડસો, તારે અનસુયા સતી બોલેઆ છે જે સ્વામીજી અમારો સત તે કેમ રહે, તારે દેવ બેસી કહેવાને લાગા છે જે અમારી શક્તીઉંનો ગુમાન ઉતારવો છે તે માટે તમારો સત અમો રાખસું તારે અનસુયા સતી કહેવા લાગી જે સ્વામી અમોને કોલ આપો તારે બેઇ દેવી કોલ આપીઓ છે, તારે તે કોલને કાજે બે દેવી તીઆં બાલક થીઆ છે, પછે અનસુયા સતીએ નગન થઈને પરસાદ કરીઆ છે, તારે દેવ બેને નવરાવીને પારણામાં પોઢાડીઆ છે. અને પારણે પોઢાડીને હીંડોલીઆ છે, એટલે સાવંત્રીજી તથા પારવતીજી સતીઓ બે આવી યે તારે બેઉએ મલીને પુછેઉ છે જે અમારા પુરૂષ આવેલા

છે, તારે અનસુયા સતીએ કહીઉ છે જે જઈ જુઓ પારણા માંહે બેઉ પુરૂસ પોઢીઆ છે, પછી બેઉ સતીઉ જોવા લાગીઉ છે તેણે પોતપોતાના પુરૂસ ઓળખીઆ નહી, તારે તીઆં હાર પામીઉ છે, તારે તીઆં તેઉનો ગુમાન ઉતરીઓ છે, તારે અનસુયા સતીએ લઈને પોત પોતાનો પુરૂસ આપીઆ છે, જે જેનો પુરૂસ તે તેના હાથમાં આપીઓ છે, તારે તેઓનો ગર્વ ઉતરીઓ છે, તારે દેવ બે અનસુયા સતીને કહેવા લાગ્યા છે, જે તમે માગો તે તમને આપીએ, ત્યારે અનસુયા સતી કહેવા લાગ્યાં છે જે સ્વામીજી તમારો કોલ આલો, ત્યારે પછે અમે માગશું, ત્યારેં દેવ બે મલીને કોલ આપીઓ છે, ત્યારે અનસુયા સતી કેવા લાગી જે સ્વામીજી એક પુત્ર આપો જે કોઈક માહા દેવપુરૂશ થાય, ત્યારે બ્રહમાજીના મુખ માંહેથી વચન નીસરીયું, જે જાઓ તમારે એક પુત્ર થાસે, તે માહા દેવ થાએ, તારે ઈશ્વરે વીચાર કીધો છે જે બ્રહમાજીએ સાત અવતાર લઈને ભગત તારેલા છે, ત્યારે ઈશ્વરે કહીયું જે હું વિશ્નુની ભક્તિ દેખાડીને ભગત તારૂં, પછે અનસુયા સતીને કહેયું છે જે તું તારા હાથ જોડ, તો દીકરો થાશે, ત્યારે અનસુયા સતીએ હાથ બેઉ જોડીઆ છે, ત્યારે ઇશ્વરે હાથ માંહે દત્તાત્રયનો અવતાર લીધો છે, તે દત્તાત્રય પાસેથી સંન્યાસી થયા છે, તીઆં રામચંદ્રનો જાપ આપેલો છે, બાર લાખ ને છનુંહજાર ત્રેતા જુગ તેમાંથી બાર લાખ ને ચોસઠ હજાર વરસ ગયા હતા, તે દાડાની એ વાત છે, પાછલા બત્રીસ હજાર વરસ રહેલા છે, ત્યારે દત્તાત્રય પયદા થયા છે તે દત્તાત્રય પાસેથી સંન્યાસી થયા, ગુરૂ વસિષ્ઠ સાથે સાત કરોડ જીવ તારીઆ છે, બાકી સવા કરોડ દત્તાત્રય (દત-આપેલો) અને (અત્રીઅ-અનસુયાનો ધણી અત્રીરૂશી) સાથે મલીઆ છે, તેણે જટા માથે રખાવી છે, પછે સંન્યાસીનો ભેખ રહીઓ છે, તે ઘર માંહે ધણી નથી, ઘર ખાલી છે, તે તમે સુણો હો મુનીવરો, એ સંન્યાસી દરસન સંપુરણ ભવસતો. (૨)

શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા ત્રીજો જેન દરસન તેની હર હકીકત સુણો હો મુનીવરો, ઘરેણું લખમીજીને ચડાવાને સારૂ શ્રી કરસનજીએ જાદવોને મોકલીઆ છે, સાથે નીમનાથ તથા પારસનાથને મોકલીઆ છે, તે જાદવ જાઈને બેઠા છે તારે જોએ તો એક વાડા માંહે જનાવર બાંધીઆ હતા, તીઆં હરણા તથા રોઝ તથા બકરા બાંધીઆ છે, તારે જાદવ કેવાને લાગા જે આ જનાવરોને શું કરશો, તારે વેવાઇ કેવા લાગા જે લખમીજીને પરણાવસું તારે જાદવને ખવરાવસું જારે, કરસનનાથને પરણાવસું તારે સઉને જમાડસું, તારે જેન જાદવે બહુ ત્રાસ કરીઓ છે, પછી રીસાઈને ગીરનાર ગઢ ઉપરે જેન જાદવે તપ કરવા માંડીઓ છે, પછી કીરસન-નાથે જાણીઉ છે જે જાદવ તો તપ કરવા ગયા, તારે કરસનનાથે ભલા ભલા જાદવોને મનાવાને મોકલીઆ છે, જે જેટલા તપ કરવાને ગયા હોય તેટલાને તેડી લાવો. તમે શાને માટે જુદો તપ કરો છો, તોએ તે કહીઉ જેન જાદવે માનીઉ નહી ને તપ મુકીઓ નહી પછી કરસનનાથજી લખમીજીને પરણીને લાવીઆ છે, પછી કરસનનાથજી પોતે મનાવાને ગીઆ છે, તો પણ કરસન-નાથનું બોલ જાદવે રાખીઓ નહી, અને બોલ માનીઉ નહી, તારે કરસનનાથે એક વીચાર કરીઓ છે, જે એને છલ પાડવું. આજ વિષયને લગતું પીર સરદીનનું બનાવેલ ગીનાન નીચે પ્રમાણે છે.

૬

ત્યારે જીઆં જાદવ મલી તપ કરતા હતા, તીઆં એક કુવો હતો, તે ઉપર એક મઉડાનો ઝાડ પયદા કરેલો છે, તેનાં મઉડા ગળી ગળીને કુવા માંહે પડે છે, તેનો પાણી દારૂ જેવો થયો છે, ત્યારે સર્વે રીખીસરે તે પાણી પીધું છે, ત્યારે તે સઉને દારૂ ચડીઓ છે, ત્યારે તેઓને ખુધીઆ લાગી છે. ત્યારે શ્રી કૃષ્ણજીએ શું ભેદ કીધો છે જે એક વાછડી પયદા કીધી છે તે વાછડી માયા રૂપી પયદા કરી છે, અને તે વાછડીને વન માંહે મેલી દીધી છે, ત્યારે તે વાછડી ચરતી ચરતી ઋષિને પાસે આવી છે, ત્યારે તે ઋષિએ વાછડીને મારીને ખાધી છે. તે વાછડીની ખરીઉં તથા પુછડી તથા ખાલડી તથા માથું એ ચાર વસ્તુ મઢી માંહે છુપાવી છે, એટલે કૃષ્ણજી બ્રાહ્મણનું રૂપ લઈને તે ઋષિના પાસે આવીઆ છે, ત્યારે ઋષિઓને પુછવા લાગ્યા છે. ભાઇ ઋષિઓ અમારી એક વાછડી અહીં આવી છે? ત્યારે ઋષિએ કહીઉ જે અમે ઋષિ દેવતા શું જાણીએ તારી ગાય. ત્યારે બ્રાહ્મણ સઉની મઢીઉ ઢુંઢવા લાગો છો ત્યારે ઋષિની મઢી માંહેથી ચામડી તથા પુંછડી તથા ચરણ તથા મુંઢી

---

## ગીનાન પીર સદરદીનનું.

જુગ દુવાપરમેં જગન આદરેલો, તીઆં રખીએકુ તેડી બોલાયા સ્વામી. (૧)
રખીએ શબદ ન માનેઓ, તેતો જાઈ રહીઆ વન માંહે સ્વામી. (૨)
વન માંહે વારીઆ ઝુંપડા, માથે ચારે કોરે અમર ઠરાયા સ્વામી. (૩)
રખીઆને ત્રસનારે ઉપની, તેતો ચીંતા કરે મન માંહે સ્વામી. (૪)
વીશનવ ઉપાઇ એક વાવડી, માથે ઉભો મવડાનો જાડ સ્વામી. (૫)
પાકા મવડા માંહે ટબટબે, તેનું પાણી પીતો નવ જાય સ્વામી. (૬)
રખીઆને ત્રસના ઉપની, તેણે પાણી પીધો તીન માંહે સ્વામી. (૭)
પાણી પીધે ખુધીઆ ઉપની, તેતો ચીંતા કરે મન માંહે સ્વામી. (૮)
વીસને ઉપાઈ એક વાછડી, તેતો ચરતી ફીરે વન માંહે સ્વામી. (૯)
રખીઆને ખુધીઆ ઉપની, તેણે મારી ખાધી શાહાની ગાય સ્વામી. (૧૦)
કોટે જનોઈ હાથે લાકડી, સ્વામી વાછડી ઢુંઢવા જાએ સ્વામી. (૧૧)
તમે રખીસર દેવતા, તમે ઈઆં કાંય દીઠી ગાય એજી. (૧૨)
અમે રખીસર દેવતા, સ્વામી શુંરે જાણું તારી ગાય. (૧૩)
કોટે જનોઇ હાથે લાકડી, સ્વામી મંઢલી ઢુંઢવા જાય સ્વામી. (૧૪)
પેલા નીસરેલા હાદ પાસરા, પછે નીસરેલા પગ ચાર સ્વામી. (૧૫)
ચરણ મુંઢી સર્વે નીસરી, તેની ખાલડી કરે જમકાર સ્વામી. (૧૬)
તમે કહેતા અમે દેવતા, તમે કાંયરે ખાધી મોરી ગાય એજી. (૧૭)
અમે ભુલા અમે બાવરા, સ્વામી અમને લાગી ખુધીયાએ. (૧૮)
આગે પંથ ન જાણતા, સ્વામી ભુલડાને મારગે લંગાએ સ્વામી. (૧૯)
તબરે નારાયણ કોપીઆ, તે રખીઆને બાંધી ચલાયે સ્વામી. (૨૦)
પીર સદરદીન બોલીઆ, સ્વામી રખીઆના બંધ છોડાએ સ્વામી. (૨૧)

નીસરી છે, ત્યારે સરવે ઋષિને તીઆં જાણીઆ છે, જે અમારી વાછડી તમે મારીને કેમ ખાધી છે, પછી શ્રી કૃષ્ણનાથ પ્રગટ થયા છે ત્યારે સર્વે ઋષિ તીઆં કરગરવાને લાગ્યા છે, જે સ્વામી અમારા પાપ તમે દુર કરો, એમ સઉ ઋષિ કરગરવા લાગ્યા છે, પછી કૃષ્ણનાથે શું ભેદ કરીઓ છે જે એક લાકડાનું મંડાણ કરીને તેને તેલ ચડાવીઓ છે, તે મંડાણ ચાર આંચલ કરેલા છે, ને તેઉના હાથમાં આપીઆ છે, પછી તે ઋષિને કહીઉ જે તમે જીવ દયા પાળજો તો તમારો ગઉ પાપ જાશે, અને તમે ગાયને મારી છે તેને બહુ દુખ થયો છે, બહુ દુખ દીધું છે તે માટે તમારુ માથું લોચન કરાવો, તો તમારો ગઉ પાપ જાશે, એવો ચોવીસ જાદવે નીઅમ આદી ધરમ લીધો છે, તેના ચોવીસ તતીખણ કરેલા છે, તીઆં તેઉને થાપ આપીઆ છે, બીજા રહેલા તે ચોવીસને માને છે, તેમાં મોટા નીમનાથ તથા પારસનાથ, જો તમે ચોવીસ તતીખણને માનો તો તમારા પાપ જાશે, ત્યારે બીજા ચોવીસ તતીખણને માનીઆ છે, તેને કૃષ્ણનાથે જાપ આપેલો છે, શ્રી હરી અંત શ્રી હરી અંત, નમો સીધાંણ નમો સીધાંણ એ જાપ જપવા લાગ્યા છે, ત્યારે શ્રી કરસનજીએ પોતાનું કુલ જાણીને તે ઉપર દયા આણી છે, ત્યારે તે ચોવીસ મોવડીને વાંસે જીવ ચાર હજાર આઠસો ને અડતાલીસ ઓધરેલા છે, એક લાખ ને ચોવીસ હજાર વરસ બાકી દુવાપુરનાં રીઆ હતા ત્યારે વરતીઆનું ધરમ પેદા થીઓ છે, અને વિશ્નુ ધરમ પણ તે દાડાનું પેદા થીઉં છે, તે માંહે ભગત સુદામાજી એધરીઆ છે તથા બીજા ભગત સાત સુદામાજી સાથે હતા, તેઓને સાથે પણ કેટલાક જીવ એધરીઆ છે, વિશ્નુ ધરમ પણ જેન દરસન માંહેથી પેદા થયો છે, તે જેન દરસનનું લેખ રહીઓ છે, તે ઘર ખાલી છે, તે માંહે ધણી નથી, તે સુણો હો મુનીવરો, જેન દરસન સંપુરણ સમાપ્ત ભવસતો પુરો થયો છે.

ચોથું બુધાદરસન તે તમે સુણો હો મુનીવરો, દુવાપુર જુગ માંહે રાજા યુધિષ્ઠિર સાથે નવ કરોડી જીવ ઓધરીઆ છે, દુવાપુરજુગ માંહેથી બાકી કાંઇક રહ્યું હતું, ત્યારે શ્રી કૃષ્ણનાથ માંહેથી જીવ સમાઈ ગયો છે. ત્યારે લોક શ્રી કૃષ્ણજીનાં રૂંઢને બાળવા લાગ્યા છે, તે બળતો બળતો રૂંઢ જેવું રહીઉં, તેવું નદી માંહે વેતું મેલીઉં છે, તે વહેતો વહેતો એક મુલક માંહે ગયો છે, તેને એક જણે કાઢીઉં છે, જેણે કાઢીઉં તેને સપનામાં રૂઢે કહીઓ છે, જે એ રૂંઢને ઘરમાં રાખો, અને કોઈને એકવીસ દહાડા સુધી જોવા દેશો નહી, ત્યારે રાજા વીરપારને માત ગવનનો પાપ હતો, તેણે જઇને સીંગી રૂષિની સેવા કીધી છે, ત્યારે તેણે કહેલો છે જે, જારે તમને શ્રી કૃષ્ણના રૂંઢના દરશન થાશે, ત્યારે તમ ઉપરથી માત ગવનનું પાપ ઉતરશે, અને ગીરત કોઢ પણ ઉતરશે, ત્યારે વીરપાર રાજાને ખબર થઈ છે, જે ચાલીને તીઆં આવીઓ છે, તેણે આવીને શ્રી કૃષ્ણજીના રૂંઢને જોઇઉં છે, ત્યારે તેના ઉપરથી પાપ માત ગવનનું ઉતરીઉં છે, અને ગીરત કોઢ પણ ગયો છે, પછે તે રૂંઢને ઘર માંહેથી બહાર કાઢેલો છે, ત્યારે રાજા વીરપારે કહીઓ છે જે, એ રૂંઢ અમને લઇ જાવા દીઓ તો હું એની સેવા કરૂં, ત્યારે તે રૂંઢ અલોપ થઈ ગયો છે, શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા તે માંહેથી બુધદરસન થયો છે, તીઆંથી બુધ પંથ ચાલેલો છે, અને બુધ જાપ જપાવેલા છે, ત્યારે રાજા વીરપાર કહેવા

લાગ્યા છે જે જ્યારે શ્રી કૃષ્ણજી જીવતા હતા, ત્યારે અઢારે આલમ શ્રી કૃષ્ણજીને દેખતા હતા, ત્યારે તેઓના પાપ કેમ જાતા નહી, ત્યારે તે ઋષિ જેના સપનામાં રૂંઢ આવીઓ છે તેણે કહીઉ છે જે, જેણે શ્રી કૃષ્ણજીને શ્રી નારાયણ દેવ કરીને જાણેલા છે, અને શ્રી સતગુરૂજીના જાપ જપીઆ છે, તેઓના પાપ ગયા છે, તીઆંથી રાજા વીરપારે પંથ ચલાવેલો છે, તે બુધપંથ ચાલીઓ છે, પણ શ્રી બુધ તો અલોપ થઈ ગયા છે, તેને ધણી બાવો કરીને માને છે, અને જોત થાપે છે, પણ શ્રી બુધ તો અલોપ થઇ ગયા છે, તેનો ભેખ રહેલો છે, તે ઘર માંહે ધણી નથી, તે તમે સુણો હો મુનીવરો, બુધદરસન સમાપ્ત ભવસતો.

(૧) પ્રથમ બ્રહ્મ દરશન. (૨) બીજો સન્યાસી દરશન. (૩) ત્રીજો જૈન દરશન. (૪) અને ચોથો બુધ દરશન, એ ચાર દરશન સંપુરણ સમાપ્ત ભવસતો.

## પાંચમો શીવ દરશન સુણો હો મુનીવરો.

શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા, દુવાપુર ઉતરીને કલજુગ બેઠો તે દાડાની વાત છે, જારે ત્રન જુગનો ચલણ ઉતરીઓ છે, અને નવ અવતારનો વારો ઉતરીઓ છે, અને ત્રણ વેદનો વારો ઉતરીઓ તે ઘર ઠાલા થયા, આજ કલજુગ માંહે નકલંકી અવતારનો વારો બેઠો, ગુરૂ નબી મહંમદનો વારો બેઠો, અને અથરવેદનો ચલણ બેઠો, એણે ચલણે જે કોઈ ચાલશે, તે જીવને મોક્ષ મુક્તિ થાસે, શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા, આદમની હકીકત સુણો હો મુનીવરો, આદમને અલ્લાહનો હુકમ થયો જે આદમ તમે બેહેસતમાં જાઓ, બેહેસતમાં સરવે મેવા ખાજો, પણ એક ઘઉંનો દાણો મ ખાજો, એવું ફરમાન દાદા આદમને થયો છે, પછી દાદો આદમ ને દાદી હવા બેહેસતમાં જાઈ રહીઆ છે, તારે સેતાને ઘઉંનો દાણો સવાસેરનો લાવીને દાદી હવાને આલીઓ છે, કહેઉં જે તમે ખાઓ, તારે માતા હવાએ ના કહી. તારે સેતાને કહીઉં જે તમે શા માટે ખાતાં નથી, બાવા આદમે એ દાણો ખાધો છે, તે તમે પણ ખાઓ, જો ખાઓ નહી તો ચાખી જુઓ, તારે માતા હવાએ ઘઉંના વીચે નખ કીધો છે, તે નખ ચાખીઓ તારે ઘણો સવાદ લાગો, તારે અરધો દાણો ખાધો છે, અને અરધો દાણો આદમને કાજે રાખીઓ છે, એટલે આજાજીલ સેતાન ગાયબ થઈ ગીઓ છે, તારે ખુદાતાલાએ વઇ જબરાઈલને હુકમ કીધો છે, જે માતા હવાને બાહર કાઢી નાંખો, ત્યારે દાદા આદમને માલમ થઇ છે, તારે દાદા આદમ પોતાને ઠેકાણે આવીને જુવે તો માતા હવા દીલગીર થયા છે, તારે દાદા આદમે કહીઓ જે કેમ દીલગીર થયા છો તારે માતા હવાએ આદમને કહીઓ છે જે મેં અરધો દાણો ઘઉંનો ખાધો છે, તારે બાવા આદમે સીર ધુણાવીઓ છે, જે સેતાન છેતરી ગયો છે, એવો ગુમાન કરીઓ છે, તારે માતા હવાએ અરધો દાણો બાકી રહીઓ હતો તે લાવીને આદમના મોઢા આગલ મેલીઓ છે, તારે તે અરધો દાણો આદમે ખાધો છે, તારે વઈ જબરાઈલને હુકમ થઇઓ છે જે એ જણુ બેને બેહેસત માંહેથી બાહેર કાઢી નાંખો એઓને મેદાનની હાજત થઈ છે, એ બેફરમાની થયા છે, તે માટે કાઢી નાંખો, તારે આશમાન ઉપરથી ફેંકી દીધા છે, તારે દાદા આદમને તો દખણ દીસે સેલાન પરવત ઉપરે નાખી દીધા છે, અને દાદી હવાને ઉતર દીસે સવાલાખ પરવત ભેળા છે તીઆં નાખી દીધા છે, તારે દાદા આદમે

સેલાન પરવત ઉપરે એકસો વરસ સુધી તપસા કરી તારે તેનુ વીરજ છુટો છે તેમાંથી એક વીરજ માછલી ગળી ગઈ તે માંહેથી મછુંદરનાથ પેદા થયા છે અને બીજો વીરજ ગોબર માંહે પડીઓ છે, તે માંહેથી ગોરખનાથ પેદા થયા છે. તે ગોરખ સર્વે લોકની ગાયો ચારતો હતો, તારે તીઆં ફરતા ફરતા મછંદરનાથ આવીઆ છે. તારે ગોરખને કહેઉ છે જે ગોરખજી અમને ગાયનું દુધ પાઓ. તારે ગોરખે કહીઉ છે, જે સ્વામીજી તમે અમારૂં નામ કેમ જાણીઉ, તારે મછંદરે કહીઉ છે જે તમે ગાયો ચારો છો તે માટે તમને ગોરખ કહીઉ છે, તારે ગોરખે એક ગાય વાંજણી લાવી આપી છે, તારે તે વાંજણી ગાયને મછંદરે દોહી છે, તારે ગોરખ આવીને મછંદરને પગે લાગા છે, સ્વામીજી તમે અમારા ગુરૂ થાઓ, અમને તમે મુરીદ કરો, તો અમને મોક્ષ થાય, તારે મછંદરે કહીઉ જે ભાઈ ગોરખ, આજ કલજુગ માંહે શ્રી સતગુરૂ બ્રહ્માનું બેસણુ આસન, તે નબી મોહામદને થીઓ છે તમે નબી મોહામદના પાસે જાઇને મુરીદ થાઓ, તારે બાવા ગોરખ નબી મોહામદમુસતફા પાસે જાઈને મુરીદ થયા છે, તારે નબી સાહેબે બાવા ગોરખનું નામ બાવા હાજરાવલરતન રાખીઉં છે, અને સર્વે હીંદુ તેને બાવા ગોરખ કહે છે, તારે નબી માહામદે બાવા ગોરખને વર આલીઓ છે, જે તારે હાથે પાંચ લાખ જીવ છુટશે, તારે બાવા ગોરખ સાથે પાંચ લાખ જીવ જોગી ગોદાવરી માંહે છુટા છે, અને જગમ છનું હજાર પણ તે માંહે થયા છે, તેમાંથી જણ ચાર ઓઘરીઆ છે. તે શીવ દરસનને જોગ દરસન પણ કહે છે. તે શીવ દરસણ સંપુરણ સમાપ્ત ભવસ્તો.

તારે આજ કલજુગ માંહે સતગુરૂ બ્રહમાનો આસન જાણીને જે કમાઈ કરસે, તે જીવ છુટશે, પછી સેલાન પરવત ઉપરે બાવા આદમે નવસો વરસ એક પગે તપ કરીઆ છે અને લોહીનાં આંસુ આંખેથી પડીઆ છે, તારે ખુદાતાલા મહેરબાન થયા છે, તારે બાવા આદમને વઇ જબરાઇલ તેડવા આવેલા છે, તારે સેલાન પરવત ઉપરે સાઢાત્રણ હાથના પગલાં બે થઈ રહ્યા છે તે માંહેથી પગલો એક હીંદુ લંકામાં લઇ ગયા છે, તેને સર્વે લોક ઈશ્વર કરી પુજે છે, બીજો પગલો મુસલમાન લોક મકામાં લઇ ગયા છે તેને બાવા આદમ કરીને માને છે. મુસલમાન લોક તેને ખાને કાબતુલ્લા કહે છે પણ એ શીવ દરસનને ભેખ રીઓ છે. અને જોગી તથા જંગમીનો ભેખ રીઓ છે, એ ઘરમાં ધણી નથી જોગી જંગમીનો ઠાલો ભેખ રીઓ છે, એ શીવ દરસન સંપુરણ સમાપ્ત ભવસતો. (૫)

## છઠો મીલછ દરસન લીખીઓ છે.

શ્રી સતગુરૂ બ્રહમા હો વાચા છઠો મીલછ દરસન સુણો હો મુનીવરો, આદ્ય પુરૂશ ચતુર મુખ મધે ઉપારજંતો, સર્વે શીવમાયા જીવજંત જ્ઞાન, શ્રી સતગુરૂ નર ગુણ સર્વે સરજંતે હો સ્વામી આદ્ય પુરૂશ નુર પરવાર, મહીપત નુર પરવાર સુણો હો મુનીવરો, તે પુરૂસ માંહે ચાર મુખ હુવા છે નવ કુરસી માંહે ચતુર મુખ બ્રહમા થયા છે, તે ચાર મુખ પાસેથી દસ મુખ થયા છે, તે મુખના નામ સુણો હો મુનીવરો, પ્રથમ તો (૧) મહમદ મુખ. (૨) બીજો દીપક મુખ. (૩) ત્રીજો તંમ મુખ. (૪) ચોથો અબદ મુખ. (૫) પાંચમો સમગઈ વીર મુખ. (૬) છઠો તો અબદલ સતા મુખ. (૭) સાતમો તો અબદલ જમાલ મુખ. (૮) આઠમો તો

અબદલકરીમ મુખ. (૯) નવમો તો અબદલ રહીમ મુખ. (૧૦) દશમો તો તથામુખ. એવા દસ મુખ બ્રહમાના છે, કરતાજુગ મધે તો ગુરૂ સતબ્રહમા નામ હોતા, અને મુસલમાનીમાંતો પ્રથમ ઈબ્રાહીમ ખલીલીલાને માનતા હો મુનીવરો, ત્રેતા જુગ મધીએ ગુરૂ બ્રહમાનો નામ તો ગુરૂ વસિષ્ઠ થયા છે, અને તેને મુસલમાનીમાં મુસાકલામ અલ્લાહ કરીને માને છે, ત્રીજા દુવાપર જુગ મધીએ ગુરૂ બ્રહમાનો નામ તો ગુરૂ વિદુર વ્યાસ થયા છે, તેને મુસલમાની માંહે ઇસા રૂહ અલ્લા કરી કહે છે, હો મુનીવરો આજ કલજુગ માંહે ગુરૂ બ્રહ્માનો અવતાર તે સતગુરૂ સોહોદેવ પીર સદરદીન થયા છે, અને મુસલમાની માંહે નબી મહમદ રસુલીલ્લા કહે છે, અને તેને જપે છે તે મુસલમાની દીન માંહે ગુરૂ બ્રહમા નામ તે નબી મહમદ રસુલીલ્લાહ કહે છે, અને તેને હીંદુ તો પરબ્રહ્મ કહે છે, એવા દસ મુખ છે તે દસ નામ બ્રહમાના છે, તે મુલ દરસન છે, તે નબીમહમદ મુસ્તફા પાસેથી થયા છે તેના નામ ચાર કીતાબ છે, પરથમ તોરેત કીતાબ તે મુસા નબીને ઉતરીઓ છે, સતગુરૂ બ્રહમાએ પોતાની વતીએ મોકલેલા છે, જે તમે જોઈને દીન જાહેર કરો. તેણે આવીને દીન જાહેર કીધો છે, તે તોરેત કીતાબને સતી લોક તો રૂગવેદ કહે છે, અને મુસલમાંની માંહે તો તોરેત કીતાબ કહે છે. બીજો જંબુર કીતાબ તો દાઉદ નબીને ઉતરીઓ છે, તેને સતી લોક તો યજુરવેદ કહે છે, અને મુસલમાનતો જાંબુર કીતાબ કહે છે, દાઉદ નબીને તો સતી લોક ગુરૂ વસિષ્ઠ કહે છે, અને મુસલમાન તો દાઉદ નબી કહે છે, અને અંજીલ કીતાબ તો ઈસારૂહ અલ્લાને ઉતરીઓ છે, તેને સતી લોક તો શામવેદ કહે છે, અને મુસલમાન તો અંજીલ કીતાબ કહે છે, અને ઈસારૂહ અલ્લાહને સતી લોક તો ગુરૂ તો વિદુરવ્યાસ કહે છે, અને મુસલમાન તો ઈસારૂહ અલ્લા કહે છે, અને ફુરકાન કીતાબ તો નબી માહામદ મુસતફા રસુલ સલલ્લા અલેહ વસલમને ઉતરીઓ છે, તેને સતી લોક તો અથરવેદ કહે છે. અને મુસલમાન તો ફુરકાન કીતાબ કહે છે. અને નબી માહમદને સતી લોક તો સતગુરૂ સોહોદેવ પીર સદરદીન કહે છે, અને મુસલમાન તો નબી માહમદ રસુલીલ્લાહ કહે છે, અને પછી માહામદ મુસતફા તો દસમે આસમાને ગયા છે, તીઆંથી ફુરકાન કીતાબ થયો છે, પછી માહામદ મુસતફા નવલાખ વાતું લઈને મીરત લોક માંહે આવીઆ છે, તેનો વીચાર છે જે ત્રણ લાખ તો ગુજરી, અને ત્રણ લાખ તો ફારસી, અને ત્રણ લાખ તો આરબી, કુરાન મજમે નવલાખ વાત તે કાદરે, નબી હજુર આંખી છે પછી મીરત લોક માંહે આવીને આ કલજુગ માંહે કુફરાન તોડીઆ છે, અને સવાલાખ રાજા મારીઆ છે, પછી કલમો પરગટ કીધી છે, અને કલમો જાપ જપાવીઓ છે, જે **લા ઇલાહ ઇલલ્લાહ મહમદ રસુલીલ્લાહ** એ કલમું જપાવી છે, તીઆં એક લાખ ને ચોવીસ હજાર પેકાંબર છુટા છે, તેને મોખ મુગત થયો છે, પછી સીતેર સોહોસ હુસેની અલીની આલ ચાલી છે, તે બેહેસતમાં ગયા છે, પછી માહામદ મુસતફા તો દુનીઆ-માંથી સધારીઆ છે, અને આગલ જે અડસઠ (૬૮) તીરથનો મહી હતો તે આજ પંજતન પાક માંહે આવીઆ છે, તે પંજતન પાકના નામ સુણો હો મુનીવરો, અવલ હઝરત નબી મહમદ મુસતફા રસુલ સલલ્લા અલેહે વ સલમ, બીજો નામ તો હઝરત મઉલા મુરતજા અલી, ત્રીજો નામ તો માતા બીબી ફાતમત જેહેરા રજી અલ્લાહુ તઆલા, ચોથો નામ હઝરત ઈમામ હસન, પાંચમો નામ તો હઝરત ઇમામ હુશેન, તે તમે સુણો હો મુનીવરો, શ્રી સતગુરૂ બ્રહમા

સતગુરૂ સોહોદેવ વાચા, પીર ઇમામશાહા વાચા, શ્રી નકલંકી ગીતા તથા છ દરસનની ઉતપત્તિ સંપુરણુ સમાપ્ત ભવસતો.

હક આશહદો અનલા ઇલાહ ઇલિલ્લાહ, અશહદો અને મહમદ રસુલીલ્લાહ, અશહદો અન અમીરલ મોઅમેનીન અલી સહી અલ્લાહ.

આ સિવાય સૃષ્ટિની ઉત્પત્તિના સબંધમાં સૈયદ **ઇમામશાહે** પોતાના સતપંથીઓ માટે **"મોટી દશતરી ગાવંત્રી"** લખી છે તે પણ વાચક વર્ગની જાણ માટે અત્રે રજુ કરવામાં આવી છે:—

# મોટી દશતરી ગાવંત્રી લખી છે.

## શ્રી સતગુરૂ બ્રહ્મા વાચા ફર્માનજી, બિસ્મિલ્લાહ હિર્રહમાં નિર્રહીમ.

પ્રથમ પરમેશ્વરા, પરવરદે લજે સાગરા, સેવાને કારણે હેત રચંતે, ધરતી ઉપર પાએ ન દેવતા, તારે સદાએ સર્વે પરલોગત, પ્રથમ લિલ વર્ણ તે ધંધુકાર, ત્યારે સ્વામી તમે આદ્ય નિરંજન નિરાકાર. ત્યાં કવન ચેન પરિવંર્તતે ? દખ્ દઈઆ પુરૂષ નારાયણ, આપ મને ધ્યાન કર્તવંગ હો સ્વામીજી !

તે નુર નિર્વાણ આપ હસ્તકે તદા નિરંજન તે નિરાકારે, તહાં લિલ વર્ણ તે ધંધુકારે, ત્યારે નહિ સાદ, નહિ શબ્દ, નહિ આદ, નહિ ઉનાદ, નહિ રેચંત, નહિ રચના, નહિ પવન નહિ પાણી, નહિ ખાણી, નહિ વેદ, નહિ ભેદ, નહિ જલ, નહિ કમલ, નહિ વમલ, નહિ પર્વત, નહિ પાષાણુ, નહિં નદિયો, નહિ નવાણુ, નહિ સમુદ્ર, નહિ સાગર નહિ ઘેવર, નહિ કૈલાસ, નહિ મેર, નહિ મેખલા, નહિ સ્વર્ગ, નહિ નર્ક, નહિ મૃત્યુ, નહિ પાતાળ, નહિ ધરતી, નહિ આકાશ, નહિ ચંદ્ર નહિ સૂરજ, નહિ તારા. નહિ ધ્રુ, નહિ મેઘ નહિ માજા, નહિ રેહણી, નહિ દિવસ, નહિ સુંન, નહિ પોકાર, નહિ જરણુ, નહિ મરણુ. નહિ સૃષ્ટિ. નહિ સંજોગ, નહિ ભાવ, નહિ ભ્યંકાર, નહિ રૂપ. નહિ રેખા. નહિ રાગ નહિ ભાષા. નહિ ભેદ. નહિ દમ નહિ કદમ, નહિ રીત નહિ કરીત. નહિ યોગ, નહિ માયા. ત્યારે ભાવ ભેદ કાંઇ ન હુતા, તદા આદ નિરંજને કેઈ પેરે સૃષ્ટિ નિપાઈ ? હો સ્વામીજી !

પરથમ જમીનમાં જડબંધન જુગ પાંચ (૫) પાંચ જુગતો પિયાલ શોભંતા (૫). પાંચ જુગતો ગઢમેર ઉઠંતા (૫). પાંચ જુગતો બ્રહ્માંડ જડંતાં (૫). આઠ જુગતો ગીતા ગાવંત્રી ઓચરંતા (૮). નવ જુગતો નીર નવાણુ ભરંત બાંધતાં (૯). બાર જુગતો રૂઢ ફેરવંતા (૧૨), વીસ જુગતો વભૂતી વનસપતી વસંતા (૨૦). ત્રણ જુગતો ત્રિભુવન ત્રીશુળ ધરંતા (૩) એક જુગતો ૐ [ઓંમ] કાર બોલી ભણુતાં, એવા તાંહોતેર જુગતો વહી ગયા સ્વામીજીને અટકલ કરંતા (૭૩).

તે દન અગમ્ અગોચર સદ્‌ગુરૂ બ્રહ્મા, નારાયણ, દેવ માહેશ્વર, એ ત્રણ દેવની જે કોઇ પૂજા કરે તેને આવાગમનના ફેરા ટલે.

તદા સ્વામીજીએ પહેલા રોપ્યા સત્ય, સત્ય ઉપર દત્ત, દત્ત ઉપર ક્ષમા, ક્ષમા ઉપર ગજા, ગજા ઉપર નીલ, નીલ ઉપર શેષ નાગ, શેષનાગની ફેણ ઉપર ધબળો ધોરી, ધબળા ધોરીના સીંગ ઉપર એક રાઇ એટલા ઉપર સ્વમીજીએ સૃષ્ટિ નીપાઇ.

જે કરણ કલકૂના અવતારપાત્ર તે સુણો ઋષિવર ભાઇ! જ્યાં થકી સ્વામીજીએ રૂપ ધર્યા તે રૂપ ઓળખીને કરો કમાઈ.

પ્રથમ નામ તો અહંકાર ભહુંકાર, વહુકાર, નીલ, અનીલ, સુન્, સાન્, ધ્યાન, જ્ઞાન, મયાન, નુર, તેજ બંબ, જલ, કમલ, કદમ, આદબુદ્ધ, નાદબુદ્ધ, ગજવતત્તવ, પરમતત્વ, આદ-પુરૂષ, આદ પૂરૂષથી નાભી ચક્ર, નાભી ચક્રથી ભયે ગુરૂ બ્રહ્મા, સદ્‌ગુરૂ બ્રહ્માથી સર્વ સૃષ્ટિની ઉત્તપત હુ જે ચાર કલકૂના અવતાર પાત્ર તમે સાંભળો મુનિવર ભાઈ! જ્યાં થકી ગુરૂ નરે અવતાર લીધા. તે ઓળખીને આજ કરો કમાઈ.

પ્રથમ નામતો (૧) અહુ (૨) ઉનાદ (૩) અવીગત (૪) ઐહેદ (૫) હવ (૬) કવ (૭) તત્વ (૮) ધર્મ (૯) તેજ (૧૦) કેવલીક (૧૧) નાદ (૧૨) ઓત્રા (૧૩) હરિતકૃત (૧૪)પુરવા (૧૫) અતિત્ વંશી (૧૬) પ્રેમ ઋષિ (૧૭) વંશ તો શ્રી મચ્છ.

શ્રી મચ્છની માતા તો શંખાવતી, પિતા તો પરમઋષિ શક્તિ તો દેવી ચંદ્રિકા, ગુરૂ તો માનધાતા, સ્વસ્થાન તો હેમપુર, ક્ષેત્ર તો દ્વારામતી, નરદલો દાનવ તો શંખાસુર, વિચાર તો ઋગ્વેદ ઓચરંતે ગાવંત્રી, સાત વાર ને સત્તાવીશ નક્ષત્ર પંદર તીથી બાર કરણ નવ ગહ સૂર્ય મંત્રનો જાપ જપતા આવ્યા, સ્વામી ઋષિયોને તારી, શંખાસુરને દઈતને સંહારી, સાતે પાતા-ળના રાજાઓને વચન આપી, ગુરૂ બ્રહ્માનાં વેદ વાળી, સવાક્રોડી શહ રુખમાંગત્ ભકતને ઓધારી, ભલે અવતર્યા ચુગે યુંગે દેવમોરારી. જે કોઈ ચિત્ત હરિશું લાએ, તેનાં ધર્મ વધે અને પાપ ક્ષય થાએ. નમો નમો ભાઈ પરબ્રહ્મ નરનારાયણના નામને, જેણે રૂપે આપણો સ્વામી સદ્‌ગુરૂ બ્રહ્મા હોએ તે રૂપને ધાઈએ. અવતાર પહેલો મચ્છા સંપુરણ છે.

શ્રી મચ્છના ૧૮ મનાઇત, ૧૯ ઉગ્રસેન, ૨૦ અજુવ્રત, ૨૧ બ્રહસ્પતી ૨૨ અસુમિત્ર, પ્રીક્રમ ઋષિ, ૨૪ વંશ તો શ્રી કૂર્મ.

શ્રી કૂર્મની માતા તો કમળાવતી, પિતા તો પ્રિક્રમ ઋષિ શકિત તો દેવી બેચરા, ગુરૂ તો ઐકારૂપી સ્થાન તો બગપોર ક્ષેત્ર તો માનસરોવર. ત્યાં નરદલો દાનવ તો મધુકેટક, વિચાર તો ઋગ્વેદ ઓચરંતે ગાવંત્રી સાત વાર તો સત્તાવીસ નક્ષત્ર પંદર તિથ ને બાર કરણ નવ ગ્રહ સૂર્ય મંત્રનો જપ જપતા આવ્યા સ્વામી! ઋષિયોને તારી મધુકેટક દાનવને સંહારી, સવા ક્રોડીશું રાજા અમરિષને ઓધારી. ભલે અવતર્યા યુગે યુગે દેવ મોરારી. જે કોઇ ચિત્ત હરિશું લાએ, તેનાં ધર્મ વધે અને પાપ ક્ષય થાયે. નમો નમો ભાઈ પરબ્રહ્મ નારાયણના નામને જેણે રૂપે આપણો સ્વામી સદ્‌ગુરૂ બ્રહ્મા હોએ, આજ તે રૂપને ધાઇએ, અવતાર બીજો શ્રી કૂર્મ સંપૂર્ણ છે.

શ્રી કૂર્મના (૨૫) વસરત, (૨૬) દકાઈત, (૨૭) કાજંપ, (૨૮) પરજાપત, (૨૯) ડાઢમ ઋષિ, (૩૦) વંશ તો શ્રી વરાહ.

શ્રી વરાહની માતાતો પદ્માવતી, પિતા તો ડાઢમ ઋષિ, શક્તિ તો દેવી સોમૈયા, ગુરૂ તો એકાસુર, સ્થાન તો માયાપુર [મહિકાપુર] ક્ષેત્ર તો ભૈકાસુર, ત્યાં નરદલો દાનવ તો મુરધ્વજ, વિચાર તો ઋગ્વેદ. ઓચરંતે ગાવંત્રી, સાત વાર ને સત્તાવીસ નક્ષત્ર, પંદર તિથ ને બાર કરણુ, નવ ગ્રહ, સૂર્ય મંત્રનો જાપ જપતા આવ્યા સ્વામી ઋષિયોને સ્થાપી, મુરધ્વજ દઇતને સંહારી, સવક્રોડીશું રાજા ધ્રુ ભક્તને ઓધારી, ભલે અવતર્યા યુગે યુગે દેવ મુરારી. જે કોઇ ચિત્ત હરિશું લાએ, તેનાં ધર્મ વધે ને પાપનો ક્ષય થાય. નમો નમો ભાઈ પરબ્રહ્મ નારાયણુનાં નામને, જેણે રૂપે આપણો સ્વામી સદ્‌ગુરૂ બ્રહ્માજી હોયે આજ તે રૂપને ધાઇએ. અવતાર ત્રીજો શ્રી વરાહ સંપુરણુ છે.

શ્રી વરાહના (૩૧) દેહેર, (૩૨) રૂપક, (૩૩) ખલિપત્ય, (૩૪) ગૌત્તમ, (૩૫) અમરિષ, (૩૬) વંશ તો શ્રી નૃસિંહ.

શ્રી નૃસિંહની માતા તો ચંદ્રાવલી, પિતા તો અમરિષ, શક્તિ તો તુલજા ભવાની, ગુરૂ તો અગ્મર તેજ, સ્થાન તો કાશિમર, ક્ષેત્ર તો ચરણાપુરી. ત્યાં નરદલો દાનવ તો હિરણ્યાક્ષિપુ, વિચાર તો ઋગ્વેદ, ઓચરંતે ગાવંત્રી, સાત વાર ને સત્તાવીસ નક્ષત્ર, પંદરતિથ ને બાર કરણુ, નવગ્રહ, સૂર્ય મંત્રનો જાપ જપતા આવ્યા સ્વામી ઋષિયોને સ્થાપી, હિર્ણાક્ષિપુ દાનવને સંહારી, સવાક્રોડીશું રાજા પ્રહલાદ ભક્તને ઓધારી, પાંચ ક્રોડીનું ભરણુ ભરાવી, ભલે અવતર્યા યુગે યુગે દેવ મુરારી. જે કોઈ ચિત્ત હરિશું લાએ તેના ધર્મ વધે ને પાપ ખે થાએ. નમો નમો ભાઈ પરબ્રહ્મ નારાયણુનાં નામને, જેણે રૂપે આપણો સ્વામી સદ્‌ગોર બ્રહ્માજી હોયે આજ તે રૂપને ધાઈએ અવતાર ચોથો નરસિંહ સંપુરણુ છે.

શ્રી નૃસિંહનાં (૩૭) મનાઇએત, (૩૮) વંશ વઢણુ, (૩૯) વિર લોચન, (૪૦) કાસમરૂખ, (૪૧) વંશ તો શ્રી વામન.

શ્રી વામનની માતા તો લિલાવતી, પિતા તો કાસમરૂખ, શક્તિ તો દેવી કોકીલા, ગુરૂ તો સહજાનંદ, સ્થાન કોલેલા પાટણુ, ક્ષેત્ર વનથળી, ત્યાં નરદલો દાનવ તો બળીરાજા, વિચાર તો યજુર્વેદ, ઓચરંતે ગાવંત્રી, સાત વાર ને સત્તાવીશ નક્ષત્ર, પંદર તિથ, ને બાર કરણુ, નવ ગ્રહ, સૂર્ય મંત્રનો જાપ જપતા આવ્યા, સ્વામી ઋષિયો ને સ્થાપી, બળી દઈતને સંહારી, ભલે અવતર્યા યુગે યુગે દેવ મુરારી. જે કોઈ ચિત્ત હરિશું લાએ, તેના ધર્મ વધે ને પાપ ખે થાએ. નમો નમો ભાઇ પરબ્રહ્મ નારાયણુનાં નામને, જેણે રૂપે આપણો સ્વામી સદ્‌ગુરૂ બ્રહ્માજી હોયે આજ તે રૂપને ધાઈએ. અવતાર પાંચમો શ્રી વામન સંપુરણુ છે

શ્રી વામનના (૪૨) માનધાતા, (૪૩) પૃથ્વિજય, (૪૪) અસરત, (૪૫) જમદગ્નિ ઋષિ, (૪૬) વંશ તો શ્રી પરશુરામ.

શ્રી પરશુરામની માતા તો રેણુકાવતી પિતા તો જમદગ્નિ રૂષી, ગુરૂ તો જનકદેવ, સ્થાન તો માયાપુર, ક્ષેત્ર તો કૈલાસ પાટણુ, ત્યાં નરદલો દાનવ તો સહસ્રાર્જુન, વિચાર તો રૂગ્વેદ,

૭

ઓચરંતે ગાવંત્રી સાત વાર ને સત્તાવીશ નક્ષત્ર, પંદર તિથ ને બાર કરણ, નવગ્રહ, સૂર્ય મંત્રનો જાપ જપતા આવ્યા સ્વામી ઋષિયોને સ્થાપી, સહસ્ત્રાર્જુન દાનવને સંહારી, ભલે અવતર્યા યુગે યુગે દેવમુરારી. જે કોઈ ચિત્ત હરિશું લાએ, તેનાં ધર્મ વધે ને પાપ ખે થાએ. નમો નમો ભાઇ પરબ્રહ્મ નારાયણનાં નામને, જેણે રૂપે આપણો સ્વામી સદ્ગુરૂ બ્રહ્માજી હોયે આજ તે રૂપને ધાઈએ. અવતાર છઠ્ઠો શ્રી પરશુરામનો સંપૂર્ણ છે.

શ્રી પરશુરામના (૪૭) રઘુ, (૪૮) નઘુ, (૪૯) જેજાઇત, (૫૦) કેવલિક, (૫૧) અજેપાલ, (૫૨) દશરથ, (૫૩) વંશ તો શ્રીરામ.

શ્રી રામની માતા તો કૌશલ્યા, પિતા તો દશરથ, શક્તિ તો સીતા દેવી, ગુરૂ તો વશિષ્ઠ મુનિ, સ્થાન તો અયોધ્યા, ક્ષેત્ર તો લંકાપુરી, ત્યાં નરદલો દાનવ તો દશશિશ રાવણ, વિચાર તો યજુર્વેદ, ઓચરંતે ગાવંત્રી સાત વાર ને સત્તાવીશ નક્ષત્ર, પંદર તિથ ને બારકરણ, સૂર્ય મંત્રનો જાપ જપતા આવ્યા સ્વામી ઋષિયોને સ્થાપી, દશશિર રાવણને સંહારી, સાત ક્રોડીશું રાજા હરિશ્ચંદ્ર ભક્તને ઓધારી, ભલે અવતર્યા યુગે યુગે દેવ મુરારી, જે કોઇ ચિત્ત હરિ શું લાએ, તેના ધર્મ વધે ને પાપનો ખે થાએ. નમો નમો ભાઈ પરબ્રહ્મ નારાયણના નામને, જેણે રૂપે આપણો સ્વામી સદ્ગુરૂ બ્રહ્માજી હોયે, આજ તે રૂપને ધાઇએ. શ્રી રામચંદ્ર અવતાર સાતમો સંપુરણ છે.

શ્રી રામના (૫૪) લવ, (૫૫) પદ્મ, (૫૬) પરિક્ષિત, (૫૭) વિરપાલ, (૫૮) વાસુદેવ, (૫૯) વંશ તો શ્રી કૃષ્ણ.

શ્રી કૃષ્ણની માતા તો દેવકી, પિતા તો વાસુદેવ, શક્તિ તો દેવી રૂક્ષ્મણી, ગુરૂ તો વેદવ્યાસ, સ્થાન તો ગોકુલ, ક્ષેત્ર તો મથુરાં. ત્યાં નરદલો દાનવ તો કંશાસુર, વિચાર તો સામવેદ, ઓચરંતે ગાવંત્રી, સાત વાર ને સત્તાવીશ નક્ષત્ર, પંદર તિથ ને બાર કરણ, નવ ગ્રહ. સૂર્ય મંત્રનો જાપ જપતા આવ્યા સ્વામી ઋષિયોને સ્થાપી, કંશાસુર દાનવને સંહારી, સહદેવ ભક્તને ઓધારી, ભલે અવતર્યા યુગે યુગે મુરારી. જે કોઈ ચિત્ત હરિશું લાયે, તેના ધર્મ વધે ને પાપ ખે થાએ. નમો નમો ભાઇ પરબ્રહ્મ નારાયણના નામને. જેણે રૂપે આપણો સ્વામી સદ્ગુરૂ બ્રહ્માજી હોયે, આજ તે રૂપને ધાઇએ. અવતાર આઠમો, શ્રી કૃષ્ણ સંપૂર્ણ છે.

શ્રી કૃષ્ણના (૬૦) પ્રદુમન, (૬૧) શેષસ્થાન, (૬૨) બુદ્ધસ્થાન, (૬૩) વેણીવચ્છરાજ, (૬૪) સિંહરાજ, (૬૫) વંસતો શ્રી બુદ્ધ.

શ્રી બુદ્ધની માતા તો રેણુકાવતી, પિતા તો સિંહરાજ, શકિત તો દેવી હરશદ, ગુરૂ તો હંસરાજ, સ્થાન તો હીમપુરી, ક્ષેત્ર તો કુરૂક્ષેત્ર, ત્યાં નરદલો દાનવ તો દુર્યોધન, વિચાર તો સામવેદ, ઓચરંતે ગાવંત્રી, સાત વાર ને સત્તાવીસ નક્ષત્ર. પંદર તિથ ને બાર કરણ, નવ ગ્રહ, સૂર્ય મંત્રનો જાપ જપતા આવ્યા સ્વામી, ઋષિયોને સ્થાપી. કરણગર દાનવને સંહારી, નવ ક્રોડીશું રાજા યુધિષ્ઠિરને ઓધારી, ભલે અવતર્યા દેવ યુગે યુગે મુરારી. જે કોઈ ચિત હરિશું લાએ, તેનાં ધર્મ વધે ને પાપ ખે થાયે નમો નમો ભાઇ પરબ્રહ્મ નારાયણના નામને

જેને રૂપે આપણો સ્વામી સદ્દગુરૂ બ્રહ્માજી હોયે આજ તે રૂપને ધાઇએ શ્રી નવમો બુદ્ધાવતાર સંપુરણ છે.

શ્રી બુદ્ધનાં (૬૬) શીશ, (૬૭) સામ, (૬૮) સુલ્કાન, (૬૯) ઈસ્લામ, (૭૦) હારૂન, (૭૧) આદમ, (૭૨) નીઝાર, (૭૩) મિઝાર, (૭૪) ઇલિયાસ, (૭૫) મિલ્યાસ, (૭૬) મુલ્કાન, (૭૭) કાઝમ, (૭૮) કાહેર, (૭૯) કાયેમ, (૮૦) ગાલીબ, (૮૧) એલબ, (૮૨) કાએમ, (૮૩) મુરાદ. (૮૪) મુનાફ, (૮૫) હાસમ, (૮૬) મુતલિબ, (૮૭) અબુતાલીબ, (૭૮) વંશ તો શ્રી નકલંકી નારાયણ શાહા શ્રી મુરતજાઅલી.

શ્રી મુર્તુઝાઅલીની માતા તો ફાતેમાહબિન્તે અસદ, પિતા તો અબુતાલિબ, શકિત તો દેતી ફાતમાહ, ગુરૂ તો નબી મહંમદ, સ્થાન તો દલમ દેશ, વરજા શેહેરગામ, ક્ષેત્ર તો કુંવારીકા પંચ નદી મુળ સ્થાને. ત્યાં નરદલો દાવણ તો કાળીંગો ધુજ્જાલએ વિચાર તો અથર્વવેદ, ઓચરંતે ગાવંત્રી. સાત વાર ને સત્તાવીસ નક્ષત્ર પંદર તિથી ને બાર કરણ, નવ ગ્રહ સૂર્ય મંત્રનો જાપ જપતા આવ્યા સ્વામી ઋષિયોને સ્થાપી, દાનવ કાળીંગાને સંહારશે. બાર ક્રોડીશું ભકતને ઓધારશે, ભલે અવતર્યા યુગે યુગે દેવ મુરારી, જે કોઇ ચિત્ત હરિશું લાએ, તેનાં ધર્મ વધે અને પાપ ખે થાયે. નમો નમો ભાઈ પરબ્રહ્મ નારાયણનાં નામને, જેણે રૂપે આપણો સ્વામી સતગુરૂ બ્રહ્માજી હોયે તે રૂપને આજ ધાઈએ. ધર્મ તે શાસ્ત્ર સુણે તે, પાપ હણંતે મુખ મુગતકા ફલ લાભંતે માને તેને સરગાપુરી ન માને તેને નર્કાપુરી ગુપ્ત અવતાર ત્રેવીસ પ્રગટ અવતાર એક.

(૧) શાહ મુર્તુઝાઅલી, (૨) ઈમામ હસન, (૩) ઇમામ હુશ્યેન, (૪) ઇમામ ઝયનુંલ્આબેદીન, (૫) ઈમામ મહંમદ બાકર, (૬) ઇમામ જાફર સાદીક, (૭) ઇમામ ઇસમાઇલ. (૮) ઇમામ નુંર સદ્દગુરૂ, (૯) સૈયદ ઈસમાઈલ સાહાની, (૧૦) સૈયદ નુંરમહમ્મદ. (૧૧) સૈયદ ઇમામોદીન, (૧૨) સૈયદ મુસાફીરોદીન, (૧૩) સૈયદ જમાલદીન, (૧૪) સૈયદ સાદિકદીન, (૧૫) સૈયદ મેહેરદીન, (૧૬) સૈયદ હાદી, (૧૭) સૈયદ સલાઉદીન, (૧૮) સૈયદ ફાજલશાહા, (૧૯) સૈયદ હાસમશાહા, (૨૦) સૈયદ મહમ્મદશાહા, (૨૧) સૈયદ અહમદશાહા, (૨૨) સૈયદ નાશિરશાહા, (૨૩) સૈયદ મુસાએકશાહા, (૨૪) સૈયદ માહાબુ, (૨૫) સૈયદ મુસ્તગ, (૨૬) સૈયદ મહિયોદીન (૨૭) સૈયદ મોમિનશાહા, (૨૮) સૈયદ ખાલકશાહા, (૨૯) સૈયદ નિઝારશાહા, (૩૦) સૈયદ ઈસ્લામશાહા, (૩૧) સૈયદ સલાઓદીન, (૩૨) સૈયદ શમ્મસદીન, (૩૩) સૈયદ નસીરદીન, (૩૪) સૈયદ સાહેબદીન, (૩૫) સૈયદ સદરોદીન, (૩૬) સૈયદ કબીરોદીન. (૩૭) સૈયદ સદ્દગુરૂ પાત્ર બ્રહ્મા ઈંદ્ર ઇમામશાહા, (૩૮) આદ્યવિષ્ણુ નિરંજન નરઅલી મહમ્મદશાહા. **હકકલાએલ્લાહા ઇલ્લિલ્લાહો મહમ્મદુર્ સુલિલ્લાહે.** દશે અવતારની દસતરી ગાવંત્રી સંપૂર્ણ છે.

આ ઉપરાંત **સૈયદ ઇમામશાહ** પોતાના '**સતપંથ**' માટે '**દસાવતાર**' નામનો મોટો ગ્રંથ લખી ગયા છે, તેમાં પણ હિંદુશાસ્રોનાજ આધારે ચાલી કોઈ કોઇ જગ્યાએ થોડો ઘણો સુધારો વધારો કરી છેલ્લો દશમો '**નકલંકી અવતાર**' કે જે હિંદુઓની માન્યતા પ્રમાણે હજુ થવાનો છે, તેને તેઓ પોતે **અરબસ્તાનની** આરબ જાતિમાં **હજરતઅલી**

રૂપે થઇ ગયાનુ જણાવી ગયા છે, તથા બીજા પણ કેટલાક ફેરફારો કર્યા છે, તે સઘળા વાચક વર્ગના જાણવામાં આવે તે હેતુથી અત્રે તે સઘળા અવતારો, સતપંથ ધર્મના હસ્તલિખિત ગ્રંથમાંથી લઈ જેવાને તેવા સ્વરૂપમાં અનુક્રમે રજુ કર્યા છે.

---

"શ્રી મચ્છા અવતાર–રચનાર સૈયદ ઇમામશાહ."

શ્રી સતગુરૂ પાત્ર બ્રહ્મા ઇન્દ્ર ઇમામશાહા વાચા

ફરમાનજી બીસમીલ્લાહ હરરહેમાન નરરહીમ.

પહેલો શ્રી મચ્છા અવતાર લખ્યો છે તે સુણો મુનીવરો ભાઈ!

આદ્ય ઓમકાર નિરંજન નિરાકાર નારાયણ તમે પરીવર્તન્તે હો સ્વામીજી ૧

ત્યારે તમે અનંત કરોડી જીવ નિસ્તારા હો સ્વામીજી! છત્રીસ જુગ ચોરાશી ચોકડી એક ધ્યાન ધરી બેઠા હો સ્વામીજી. ૨

ત્યારે એક ઝાડ હતું તેના પાન ઉપર સ્વામીજી બેસતા ત્યારે જુગ એક હજારમાં તે ધ્યાન નીદ્રા ધરતા હો સ્વામીજી. ૩

એવા સ્વામીજી રંગ રાખતા હતા, તે રૂપ દેખી ધાયા તે અમર પદ પામ્યા હો સ્વામીજી. ૪

ત્યાર પછી કલફ વરખ સરજંતે હો સ્વામીજી, તેના જુગ સોલ કરતવા હો સ્વામીજી. ૫

પેલા જાયલા કલફ માંહે જાંખા નવાણુ સીધા હો સ્વામીજી. ૬

બીજા ફાયલા કલફ માંહે છપ્પન કરોડી મેઘા સીધા હો સ્વામીજી. ૭

ત્રીજા અરજલા કલફ માંહે કેનર કરોડી બત્રીશ સાધા હો સ્વામીજી. ૮

ત્રણે કલફ સર્જનતે હો સ્વામીજી, ત્રણ કલફ સંપૂર્ણ હો સ્વામીજી. ૯

પેલો અવતાર જખાનો હતો હો સ્વામીજી, તે અવતારના વખાણ સુણો હો સ્વામીજી. ૧૦

તે અવતાર ઉજળો હતો, સુરજ જેવો રંગ હતો હો સ્વામીજી. ૧૧

તેની આંખ સવા તસુની હતી હો સ્વામીજી, તેના હાથ સવા વેંતના હતા હો સ્વામીજી. ૧૨

તેની આંગળીઓ ચાર તસુની હતી હો સ્વામીજી, તે આંગળી ઉપર નખ સવા તસુના હતા હો સ્વામીજી. ૧૩

તેનું માથું સવાપાંચશેર તમારો ગુરૂ કહે મે તોલ્યું હતું, તે સવાપાંચશેર તોલ તોલ્યો છે હો સ્વામીજી. ૧૪

તથા નાક સવા તસુનું હતું હો સ્વામીજી, તેની મુછ સવા તસુની હતી હો સ્વામીજી. ૧૫

તથા હોઠ સવા તસુના હતા, તેના દાંત સવા તસુ પરમાણે હતા હો સ્વામીજી. ૧૬

તથા દાઢું પોણા તસુની હતી, તેની કાયાના બંધ ત્રણસેને સાઠ હતા હો સ્વામીજી. ૧૭

તેની હૃદીયા સાત ગજ પ્રમાણે હતી, તેની બાહુ બે સવાબે હાથ હતી હો સ્વામીજી. ૧૮

પગ બે સવાબે હાથના હતા, તેની આંગળીઓ ચાર બરાબર હતી હો સ્વામીજી. ૧૯
તે આંગળીઓ સવાતસુ પ્રમાણે, પાંચમો અંગુઠો દઢ તસુ પ્રમાણે હતો હો સ્વામીજી. ૨૦
એવાં રૂપ ઝાંખા માંહે સ્વામીનું હતું હો સ્વામીજી. ૨૧
તે રૂપ દેખીને જે જીવે ઓળખ્યા તે જીવ અમરાપુરમાં વાસ પામ્યા, તે ઝાંખા માંહે સર્વે સીધા હો સ્વામીજી. ૨૨

તે ઝાંખા માંહે બે જીવ નરકે પોતા છે તે સુણો હો મુનીવરો. ૨૩
એક માલકબાઈ સુંદર રાજાની દીકરી, તથા ભગત શવદાસ રાજા સેહેનનો દીકરો હો સ્વા૦ ૨૪
તે જીવ બે પોતા માંહે ભ્રાંત રાખતા, અને ગતની નિંદા કરતા તે કારણ નર્કે પોતા હો સ્વામીજી. ૨૫

સતગુરૂ કહે સુણો મુનીવરો, જે જીવ પોતાના સાહેબને ન ઓળખંતે. ૨૬
તે જીવ કેમ કરી એ અમર પદ પામે તે નરવાણુ નર્કે પોચંતા હો સ્વામીજી. ૨૭
બીજા ફાયલા કલફની રચના સુણો હો મુનીવરો ભાઇ, તે ફાયલા કલફના વખાણ ગુરૂ કહે. ૨૮
સાહેબનું રૂપ વાદળાં સરખું હતું, કાળો જેવો મેઘ કહીયે. ૨૯
તે એક દહાડા માંહે ત્રણ રૂપ રાખતા, જ્યારે રાત થતી હતી; ૩૦
ત્યારે કાળા મેઘ જેવો થાય, અને પરભાતે સુરજ માંહે સમાઇ. ૩૧
અને બપોરે માણસ જેવા દુનીયા માંહે ફરતા જાય, ત્યારે મેઘા કરોડ છપ્પન રખેસર હોતા હો સ્વામીજી. ૩૨

ને ગુરૂ નર માહેસરને આરાધતા, તે સ્વામીજીના હ્રદયના સાર સુણો મુનીવર ભાઈ. ૩૩
સવાદશ તાલ ઉંચા હતા, બીજા મુનીવર સવાપાંચ તાલ માણસ હોતા હો સ્વામીજી, ૩૪
સ્વામીનું માથું સવાપાંચ હાથ હતું, તથા અઢી તસુ આંખ હતી હો સ્વામીજી. ૩૫
પાંચ તસુનું નાક હતું, ચાર તસુ મુછ હતી હો સ્વામીજી. ૩૬
બાર તસુ હોઠ હતા, પાંચ આંગળ જીભ હતી હો સ્વામીજી. ૩૭
તે મુખમાંહે અનેક જીવ રહેતા, બત્રીસ દાંત તે પાંચ તસુ પ્રમાણે હતા હો સ્વામીજી. ૩૮
તેની દાઢ સવાચાર તસુની હતી. હ્રદયા બહુ વાધતી હો સ્વામીજી. ૩૯
તેની પચાસ ગજ પ્રમાણે હોતી, તે બહુ રૂપ રાખતા હો સ્વામીજી. ૪૦
તેના હાથ સવા ગજ હતા, તેના પગ ચાર વેંતના હતા હો સ્વામીજી. ૪૧
તેની બાહુ પાંચ ગજની હતી, એવાં રૂપ મેઘા માંહે હતાં હો સ્વામીજી. ૪૨
ત્યારે અવગતીયા કોઇ ન હતા, તેમાંથી જીવ ચાર અવગતે પોતા હો સ્વામીજી. ૪૩
એક તો મખી હતા તે તો મોટો સિદ્ધ હતો, તેનું નામ તો પારસનાથ ગોંદનો દીકરો હો સ્વામીજી. ૪૪
બીજો અરજ મુમન કહીએ માધવનો દીકરો હો સ્વામીજી. ૪૫
ત્રીજા પંજા દેવી કહીએ તે પુંજાની દીકરી હો સ્વામીજી. ૪૬
ચોથા માધવભાઈ કહીએ તે મુલાનો દીકરો હો સ્વામીજી. ૪૭
એ ચારે ભ્રાત ગતમાં રાખતા હો સ્વામીજી, તે જીવ નરકે પોતા મેઘા માંહેથી હો સ્વીમીજી. ૪૮

## ગીનાન ૪ થું

જીરે ભાઈ અમરાપુરી આગળ એક ગુગરી જો બાંધી, તેનું તેજ અનંત દીસે જી રે ભાઇ.
જીરે ભાઈ તે ગુગરી નીચે એક સતીજ બેઠી, તેનું નામ તો મહાસતી કહીએ જી રે ભાઈ.
જીરે ભાઈ તે સતીના હાથ માંહે એકજ માળા, તે તો ફેરવે ને જીકર કરે છે જીરે ભાઇ.
જીરે ભાઇ મરત લોકમાં જે કોઈ સીલ સંતોષ રાખે, તે સતી તેની જુએ છે વાટ જીરે ભાઇ.
જીરે ભાઇ ભણે પીર ઇમામશાહ અમે સતીજ દીઠી, તમે તે સહિ સાચું કરી જાણો જીરે ભાઈ.

## ગીનાન ૫ મું.

જીરે ભાઈ અમરાપુરી આગળ એક ગુગરી જો બાંધી, તેનું તેજ અનંત દીસે જીરે ભાઈ.
જીરે ભાઇ તે ગુગરી નીચે એક રથ જો ખડા, તિસમે અનેક મલાએક બેઠા જીરે ભાઈ.
જીરે ભાઈ તે અનેક મલાએક જીકર જ કરે ઉસમે જપ તપ કરે શાહાકા જીરે ભાઇ.
જીરે ભાઇ મરત લોક માંહે જે કોઇ દો પોહર જાગે, તાકુંવો મલાએક માગે જીરે ભાઈ.
જીરે ભાઇ ભણે પીર ઈમામશાહ અમે સાચુંજ બોલ્યા, તે દીઠીયું વાતું હમ કહેવે જીરે ભાઈ.

## ગીનાન ૬ ઠું.

જીરે ભાઇ અમરાપુરી આગળ એક ગુગરી જો બાંધી, તે ગુગરીનું તેજ અપાર જીરે ભાઇ.
જીરે ભાઈ તે ગુગરીકી નીચે એક બુરાખ જો ખડા, સો બુરાક નુરે નીપાયા જીરે ભાઇ.
જીરે ભાઇ તેની આગળે એક પુરૂષ જ ખડા, તે તો અશ્વ ઝાલીને ઉભા જીરે ભાઈ.
જીરે ભાઇ તે પુરૂષકે મુખમાંહે એસી જો વાણી, આવો આવો કરીને પુકારે જીરે ભાઇ.
જીરે ભાઇ મરતલોક માંહે જે કોઈ શાહાપીરને પીછાણે, તે તો ગુગરી નીચે આવે જીરે ભાઇ.
જીરે ભાઈ તે મોમન બુરાક ઉપર બયેઠેંગે, તે તો સરગની સહેલ સરવે દેખે જીરે ભાઈ.
જીરે ભાઈ પીર ઇમામશાહ ઇયુંજ બોલ્યા, સાચા મોમન સોહી પીછાણો જીરે ભાઈ.

## ગીનાન ૭ મું.

જીરે ભાઇ અમરાપુરી આગળ એક ગુગરી જો બાંધી, તેની જોત નીરમલ હોયે જીરે ભાઈ.
જીરે ભાઈ ગુગરી નીચે બીછાંણા જો પડયાં, તીસ ઉપર પુસ્તક રાખ્યાં જીરે ભાઇ.
જીરે ભાઇ તે પુસ્તક માંહે અખર અજબ. તે માંહે લોહ કલમે લખ્યા જીરે ભાઈ.
જીરે ભાઈ તે પુસ્તક આગે એક મલાએક ઉભા, તેના હાથે હીરા જડેયા જીરે ભાઈ.
જીરે ભાઇ ઉનકે અજવાળે તે પુસ્તક દીસે, ઓર શાહકી સફાયતે કહાવે જીરે ભાઇ.

જીરે ભાઇ મૃત્યુ લોક માંહે જે કોઇ રાત દીન જાગે, અને ગુના ગીનાન સંભળાવે જીરે ભાઈ.
જીરે ભાઈ મલાએક ઉભા તેન્યું વાટું જુએ છે. તે પુસ્તક પાસે વેલા આવો જીરે ભાઈ.
જીરે ભાઈ જે શાહા પીરકી સાચી દશોંદજ આલે, તે તો ગુગરી નીચે આવે જીરે ભાઈ.
જીરે ભાઇ ઉનું બીછાંણે ઉપર ઉનકું બીઠાવે, અને પુસ્તક પાસે રાખે જીરે ભાઈ.
જીરે ભાઇ ભણે પીર ઇમામશાહ અમે બીછાંણાંપર બેઠા, તો તમે સાચું કરી માનો જીરે ભાઈ.

## ગીનાન ૮ મું.

જીરે ભાઈ અમરાપુરી આગળ એક ગુગરી જો બાંધી, તે ગુગરી છે સુરજ સમાન જીરે ભાઇ.
જીરે ભાઈ તે ગુગરી નીચે એક છત્રજ ઢળ્યા, તીસ છત્રકા તેજ અપાર જીરે ભાઈ.
જીરે ભાઇ છત્ર હેઠે એક નર જો બેઠા, તે તો મુમનની જુવે છે વાટ જીરે ભાઈ.
જીરે ભાઈ મૃત્યુ લોક માંહે જે કોઈ એક મના રહેવે, તે તો બેસશે નર કે હજુર જીરે ભાઇ.
જીરે ભાઈ તે નર તો નુરે નીપાયા, તીસકે જોતે જોત મીલાયા જીરે ભાઇ.
જીરે ભાઇ છત્ર તળે બોહોત શણગાર કીધા, રાત દિવસ માલમ ન સુજે જીરે ભાઇ.
જીરે ભાઇ પીર ઇન્દ્ર ઇમામદીન સાચુંજ કહેવે, નજરો નજર મીલાવું જીરે ભાઈ.

## ગીનાન ૯ મું.

જીરે ભાઇ અમરાપુરી આગળ એક ગુગરી જો બાંધી, તેનું તેજ તો છે અપાર જીરે ભાઇ.
જીરે ભાઇ તે ગુગરી નીચે એક ખુરસી જો રાખી, ત્યાં હુરાંઉ છે હજાર જીરે ભાઇ.
જીરે ભાઇ હુરાંઉકે હાથ માંહે નુર કચોલા, તે ઉભી અરદાસ માગે જીરે ભાઈ.
જીરે ભાઈ મૃત્યુલોક માંહે જે કોઈ ત્રણ ટાણાં જાગે, તે હુરાં તેની જુએ છે વાટ જીરે ભાઈ.
જીરે ભાઈ ભણે પીર ઇમામશાહ અમે હુરાં જો દીઠી, તેને નુર કચોલાં છે હાથ જીરે ભાઈ.

## ગીનાન ૧૦ મું.

જીરે ભાઇ અમરાપુરી આગળ એક ગુગરી જો બાંધી, તેનું તેજ જળકે અપાર જીરે ભાઇ.
જીરે ભાઇ તેની જલકાર સાતે આસમાન સુજે, અને દેવતા શીર નામે જીરે ભાઇ.
જીરે ભાઈ ગુગરી નીચે તો મલાએક રહેવે, તે તો કરે છે શાહાસું વાત જીરે ભાઇ.
જીરે ભાઇ ઉનકે પાસ એક શીંગાસણ રાખ્યાં, ઉનુકા તેજ અપાર જીરે ભાઇ.
જીરે ભાઇ ઈનુંકે આગે પીછે હુરાં જો ખડયા, તે તો કરે છે શાહસું અરદાસ જીરે ભાઈ
જીરે ભાઈ મૃત્યુલોક માંહે જે નારી આપજ રાખે, તે હુરાં તેની જુએ છે વાટ જીરે ભાઈ.
જીરે ભાઇ ભણે પીર ઈમામશાહ અમે સાચું જ કેહેવે, તે નારી તો હુરાંમાંહે ભલસે જીરે ભાઈ.

